


ભારત સ્વાતંત્ર્ય સુવર્ણ જયંતી
સંસ્કૃત સાહિત્ય શ્રેણી

प्रधान संपादक :
गौतम पटेल

# કાશ્મીરની શૈવપરંપરા

લેખક
શ્રી સુધીર દેસાઈ




સંસ્કૃત સાહિત્ય અકાદમી
ગાંધીનગર




# સંસ્કૃત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, ત્રીજે માળે, ટાઉનહોલ પાસે,
સેક્ટર-૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭.

## ભારત સ્વાતંત્ર્ય સુવર્ણજયંતી સંસ્કૃત સાહિત્ય શ્રેણી

### પ્રધાન સંપાદક : ડૉ. ગૌતમ પટેલ

| | | |
|---|---|---|
| ૧. | ઉપનિષદો | પ્રા. નાથાભાઈ પાટીદાર |
| ૨. | ઋગ્વેદ | ડૉ. ગૌતમ પટેલ |
| ૩. | કવિ મૂળશંકર યાજ્ઞિકનાં નાટકો | ડૉ. વાસુદેવ પાઠક |
| ૪. | કાશ્મીરની શૈવપરંપરા | શ્રી સુધીર દેસાઈ |
| ૫. | કિરાતાર્જુનીયમ્ | ડૉ. રાજેન્દ્ર નાણાવટી |
| ૬. | કુમારસંભવ | ડૉ. ગૌતમ પટેલ |
| ૭. | ક્ષેમેન્દ્રનો ઔચિત્ય સિદ્ધાંત | ડૉ. અરુણા પટેલ |
| ૮. | ગર્ગસંહિતા | કુ. જાગૃતિ પટેલ |
| ૯. | ગુજરાતનું સાંપ્રત સંસ્કૃત સાહિત્ય | પ્રા. મધુસૂદન વ્યાસ |
| ૧૦. | ચાર્વાક દર્શન | શ્રી યોગેશ પટેલ |
| ૧૧. | ચંપૂકાવ્ય-સાહિત્ય અને સ્વરૂપ | ડૉ. દશરથ વેદિયા |
| ૧૨. | તિલકમંજરી | ડૉ. નારાયણ કંસારા |
| ૧૩. | ધર્મશાસ્ત્ર અને મનુસ્મૃતિ | ડૉ. રમેશ બેટાઈ |
| ૧૪. | નાટ્યદર્પણ | ડૉ. મણિભાઈ પ્રજાપતિ |
| ૧૫. | પિંગલ-છંદઃસૂત્ર | ડૉ. ગોવિંદલાલ શાહ |
| ૧૬. | બે યોગશિખાઓ | શ્રીમતી કાલિન્દી પરીખ |
| ૧૭. | ભર્તૃહરિ : જીવન-દર્શન | ડૉ. રંજના દવે |
| ૧૮. | ભારતીય દર્શનમાં અજ્ઞાન | ડૉ. એસ્તેર સોલોમન |
| ૧૯. | મહાભારત | ડૉ. વસંત પરીખ |
| ૨૦. | માઘ | ડૉ. અંબાલાલ પ્રજાપતિ |
| ૨૧. | મુક્તક-મર્મર | ડૉ. હરિવલ્લભ ભાયાણી |
| ૨૨. | મૃચ્છકટિક | ડૉ. વસંત પરીખ |
| ૨૩. | મેઘદૂત (મૂળ, અનુકરણ, અનુવાદ) | શ્રીમતી નીલમ પટેલ |
| ૨૪. | યજુર્વેદ | ડૉ મુકુંદચંદ્ર ઠાકર |
| ૨૫. | રઘુવંશ | ડૉ. સુરેશ દવે |




ભારત સ્વાતંત્ર્ય સુવર્ણજયંતી

સંસ્કૃત સાહિત્ય શ્રેણી

પ્રધાન સંપાદક

ડો. ગૌતમ પટેલ

# કાશ્મીરની શૈવ પરંપરા

લેખક

સુધીર દેસાઈ




સંસ્કૃત સાહિત્ય અકાદમી

ગાંધીનગર

**KASHMIRNI SHAIVA PARAMPARA**
Sudhir Desai

Published by : **Sanskrit Sahitya Akademi**
Gandhinagar.

પ્રથમ આવૃત્તિ : ૧૯૯૮

પ્રત : ૫૦૦



મૂલ્ય : રૂા. ૩૫-૦૦

પ્રકાશક : સંસ્કૃત સાહિત્ય અકાદમી
જૂનું વિધાનસભા ભવન, ટાઉનહોલ પાસે,
સેક્ટર - ૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭.

લેસર ટાઈપસેટિંગ : પ્રમા દવે
પ્રતિકૃતિ
૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ,
ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨.

મુદ્રક : સૂર્યા ઓફસેટ
આંબલી ગામ, આંબલી,
અમદાવાદ - ૩૮૦ ૦૫૮.

# સંપાદકીય

સ્નેહી શ્રી સુધીરભાઈ દેસાઈનો પરિચય વર્ષો પહેલાં થયો. તેઓ ઉત્તમ કવિ, મહાન સર્જક અને ''**पुस्तक-ग्रह-गृहीत-आत्मा**'' છે. વિજ્ઞાનના સ્નાતક, ગુજરાતીના અનુસ્નાતક અને ૬૫ વર્ષની વય પછી 'નિયતિ' જેવા વિષયનું વૈજ્ઞાનિક ઢબે અધ્યયન કરવા તેઓએ પીએચ.ડીના વિદ્યાર્થી તરીકે રજીસ્ટ્રેશન કરાવ્યું. (આ પણ એમની નિયતિ જ હશે ને !)

સર્જક તરીકે તેઓએ અનેક પારિતોષિકો અર્જિત કર્યો છે. જેની આ પુસ્તિકાના છેલ્લા પાને નોંધ છે. શ્રી સુધીરભાઈના ઘરમાં તેઓની અર્ધાંગિની, દીકરા-દીકરીઓ સહુ કોઈ સાહિત્ય સર્જકો છે. આ પણ એક વિરલ 'નિયતિ' જ છે. શ્રી સુધીરભાઈના રસના વિષયો અનેક છે. વર્ષોથી વર્તમાનપત્રમાં કોલમ ચલાવતા હોવાથી 'મબલખના મેળા'ના આ સર્જકે મબલખ સાહિત્યસર્જન કર્યું છે અને અગણિત વિષયોને ન્યાય આપ્યો છે.

'કાશ્મીર શૈવદર્શન' તેઓના રસના વિષયોમાં સવિશેષ સ્થાન ધરાવે છે. તેઓને આ વિષયના અનેક પુસ્તકો ''સપ્લાય'' કરવાની સેવા મને મળી છે. આથી મેં આ વિષય ઉપર લખવા તેમને વિનંતિ કરી. તેઓએ પોતાના વર્ષોના અધ્યયનના સારને આ સારગર્ભિત પુસ્તિકામાં પ્રસ્તુત કર્યો છે. આ પ્રતિભાવંત લેખકના પ્રશસ્ય પ્રયત્નને ગુજરાતની ગુણગ્રાહી જનતા સસ્નેહ વધાવી લેશે તેવી આશા અસ્થાને નહિ લેખાય. મને સમયસર હસ્તપ્રત વ્યવસ્થિત રીતે પહોંચાડી દેવા બદલ હૃદયથી આભાર.

ગુજરાત રાજ્યની સંસ્કૃત સાહિત્ય અકાદમીએ સ્વાતંત્ર્યની સુવર્ણજયંતી નિમિત્તે ૫૦ પરિચય પુસ્તિકાઓનું પ્રકાશન કરવાનો શુભસંકલ્પ કર્યો. સામાન્ય સભાના અનેક વિદ્વાન સભ્યો અને તે ઉપરાંત સંસ્કૃતના પ્રતિષ્ઠિત વિદ્વાનોએ આ વિચારને ઉમળકાભેર વધાવ્યો, સક્રિય સાથ આપ્યો અને આ મહાન આયોજન અલ્પ કાળમાં સફળ થયું તે બદલ દરેક લેખકનો અને રાતદિવસ એક કરી સમયસર પ્રકાશન થાય તે માટે સતત પરિશ્રમ કરનાર 'પ્રતિકૃતિ'ના શ્રી મિલિન્દ દવે, શ્રી હસમુખ દવે તથા શ્રી નૌશિલ શાહનો હું અકાદમી વતી આભાર માનું છું.

આશા છે અકાદમીના અન્ય પ્રકાશનોની જેમ આ પણ બહુજનસુખાય, બહુજનહિતાય, બહુજનજ્ઞાનાય બની રહેશે અને જનતા પ્રેમથી એને વધાવશે.

- ડૉ. ગૌતમ પટેલ

# પ્રકાશકીય

સંસ્કૃત સાહિત્ય અકાદમીની કારોબારી સમિતિએ ભારતના સ્વાતંત્ર્યના સુવર્ણજયંતી વર્ષ નિમિત્તે ૫૦ પરિચય પુસ્તિકાઓ પ્રકાશિત કરવાનો પ્રશંસાપાત્ર નિર્ણય કર્યો અને તેના પ્રધાન સંપાદક તરીકે અકાદમીના અધ્યક્ષશ્રી ડૉ. ગૌતમ પટેલની સેવાઓ લેવાનું નક્કી કર્યું.

અત્યંત મર્યાદિત સમયમાં હસ્તપ્રતો મેળવવામાં આ પરિચય પુસ્તિકાઓના પ્રધાન સંપાદક સફળ નીવડ્યા છે. લેખકોની સફળતા અંગે તો વાચકો જ કહેશે. પ્રધાન સંપાદકે સમયમર્યાદાને અનુલક્ષીને પુરસ્કૃત વિદ્વાનોથી માંડીને અભ્યાસરત તેજસ્વી નવોદિતોનો પણ યોજનામાં સહકાર લીધો છે. એકંદરે આ પ્રયાસ સમાજોપયોગી પૂરવાર થશે એવી આશા છે.

આ કામમાં સમયસર હસ્તપ્રતો આપનાર લેખકો અને મુદ્રણકાર્ય કરી આપનાર પ્રતિકૃતિના કાર્યકરોનો હું આભાર માનું છું અને આશા રાખું છું કે આ વિવિધ વિષયોને આવરી લેતી પરિચય પુસ્તિકાઓને અકાદમીના અન્ય પ્રકાશનોની જેમ વિદ્વાનોનો, વિદ્યાર્થીઓનો અને વિશાળ વાચકવર્ગનો આવકાર સાંપડશે.

- ડંકેશ ઓઝા

મહામાત્ર

# કાશ્મીરની શૈવ પરંપરા, આચાર્યો અને સાહિત્ય

શૈવ આગમ અનેક છે. આજે એમાંથી ઘણાં અલ્પ માત્રામાં ઉપલબ્ધ છે. કેટલાંકના નામ માત્ર આપણી પાસે છે. જે આગમ આજે મળી શકે છે એમાંથી અગત્યનાં જે કહેવાય છે તે છે (૧) માલિની વિજ્યોત્તર તંત્ર, (૨) સ્વચ્છન્દ તંત્ર (૩) રુદ્રયામલ તંત્ર (૪) નેત્ર તંત્ર (૫) મૃગેન્દ્ર તંત્ર (૬) વિજ્ઞાનભૈરવ, (૭) પરાત્રીંશિકા (૮) શિવસૂત્ર.

નેત્ર તંત્ર અને મૃગેન્દ્ર તંત્ર દ્વૈત શૈવ સાથે વધારે સંબંધ ધરાવે છે. જ્યારે વિજ્ઞાનભૈરવ અને પરાત્રીંશિકાને રુદ્રયામલ તંત્રનો ભાગ માનવામાં આવે છે. અદ્વૈત પ્રધાન અને દ્વૈતપ્રદાન આગમોમાં બતાવવામાં આવેલી સાધનાના ક્રમમાં બહુ વધારે તફાવત નથી. એટલે આગમોનો આશ્રય લેવામાં સાધકો અને આચાર્યોએ સીમિત દષ્ટિકોણને અપનાવ્યો નથી અને કોઈ પ્રકારનો સંકોચ રાખ્યો નથી.

અદ્વૈત વેદાન્ત અને વિશિષ્ટાદ્વૈત વગેરે બધા વૈષ્ણવ દર્શન ઉપનિષદોનો આધાર તરીકે ઉપયોગ કરે છે, એજ પ્રમાણે શૈવ આગમ પણ અદ્વૈત, દ્વૈતાદ્વૈત અને દ્વૈત ત્રણે પ્રકારના શૈવ દર્શનોની ભેગી સંપત્તિ છે. અત્યારે કાશ્મીર શૈવ દર્શનનો મૂળ આધાર બનેલ આગમ શાસ્ત્રો છે જે અત્યારે ઉપલબ્ધ છે તે છે માલિનીવિજ્યોત્તર, સ્વચ્છન્દ, શિવસૂત્ર, વિજ્ઞાનભૈરવ અને પરાત્રીંશિકા.

આગમ શાસ્ત્રમાં પ્રાય: શિવ અને પાર્વતીનો સંવાદ હોય છે. સંવાદમાં અનેક વાતોનો સમાવેશ થાય છે. સંવાદ એ સંવાદ જ છે. એ ક્રમબદ્ધ અને નિયત રૂપથી વિષયને અનુસરનારું શાસ્ત્ર નથી. શાસ્ત્રના સિદ્ધાન્તો એમાં અહીં તહીં વેરાયેલા પડયા હોય છે. એ સિદ્ધાન્તોને ખોળી કાઢી, ભેગા કરી એને ઉચિત ક્રમમાં દાર્શનિક શૈલી અનુસાર પ્રસ્તુત કરવાની આવશ્યકતા હોય છે. ત્યારે જ વાંચનારની સમજમાં કંઈક આવે છે અને ત્યારે જ આ દર્શનશાસ્ત્ર સુબોધ અને વિદ્વત્પ્રિય બની શકે છે. કાશ્મીર શૈવ દર્શનના વિષયમાં આ કાર્ય ત્રણ પ્રમુખ મહાપુરુષોએ કર્યું છે. ત્રણે જણાએ પહેલાં શૈવી સાધનાનો પૂરેપૂરી સફળતા પૂર્વક અભ્યાસ કરીને તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો અને રસનો આસ્વાદ લીધો પછી એ તત્ત્વનો જેનો એમણે સાક્ષાત્કાર કર્યો એને બુદ્ધિના સ્તર ઉપર ઉતારીને યોગ્ય રીતે સમજી લીધો.

ત્યાર પછી એ સાક્ષાત્કારના દષ્ટિકોણ પ્રમાણે શાસ્ત્ર-રચનાનું કાર્ય કર્યું. આ સર્વમાં પહેલાં આચાર્ય સોમાનન્દે આગમસમુદ્રોનું ખૂબ મંથન કર્યું. દર્શન સિદ્ધાન્તરૂપી અમૃત એમાંથી ભેગું કર્યું. ત્યાર પછી અન્ય દર્શનોના સિદ્ધાન્તો સાથે એની તુલના કરી તપસ્યા. ન્યાયશાસ્ત્રની પરાર્થાનુમાન નામક શૈલી પ્રમાણે એ સિદ્ધાન્તોને ગોઠવ્યા અને શિવદષ્ટિ નામના શાસ્ત્રમાં અભિવ્યક્ત કર્યા.

આગળ ઉપર સ્પંદકારિકા ઉપર ત્રણ વિસ્તૃત ટીકાઓનું નિર્માણ થયું. (૧) આચાર્ય ઉત્પલદેવના શિષ્ય રામકંઠની સ્પંદવિવૃત્તિ (૨) ક્ષેમરાજનો સ્પંદનિર્ણય અને (૩) ઉત્પલ વૈષ્ણવની સ્પંદપ્રદીપિકા.

**સોમાનન્દની શિવદષ્ટિ :-** આચાર્ય સોમાનન્દની શિવદષ્ટિ જ કાશ્મીર શૈવદર્શનનો સર્વપ્રથમ દાર્શનિક ગ્રંથ છે. એ સિદ્ધ સંગમાદિત્યના વંશમાં એમનાથી પાંચમી પેઢીએ મઠિકાના ગુરુ હતા, અને શ્રી ત્ર્યમ્બકાદિત્ય પહેલાથી વીસમી પેઢીએ હતા. એમણે શિવદષ્ટિમાં શૈવ દર્શનના મૂળ સિદ્ધાન્તોનું, તત્ત્વોની સૃષ્ટિના તથા શૈવ દર્શનના એ વિચિત્ર અદ્વૈત સિદ્ધાન્તનું જેને આગળ આચાર્ય અભિનવગુપ્તે પરાદ્વૈત કે પરમાદ્વૈત નામ આપ્યું, એનું સુંદર અને સ્પષ્ટ વર્ણન કર્યું છે. વૈયાકરણોનો શબ્દ બ્રહ્મવાદ એનું અને કેટલાક શૈવોની શાકતદષ્ટિનું પણ એમાં યોગ્ય રીતે પરીક્ષણ કરવામાં આવ્યું છે. વિવર્તવાદની પણ ખૂબ આલોચના કરવામાં આવી છે. આચાર્ય શંકરના બ્રહ્મ વિવર્તવાદનો કાશ્મીરમાં એટલો પ્રચાર નહીં હોય એ સમયમાં એવું લાગે છે કારણકે વૈયાકરણોના વિવર્તવાદની ખૂબ ચર્ચા કરીને આલોચના કરી છે પણ અદ્વૈત વેદાન્તના વિવર્તવાદનો વિશષે ઉલ્લેખ કરવામાં નથી આવ્યો. એનો અર્થ એ નથી કે આચાર્ય સોમાનન્દ વેદાન્તના વિવર્તવાદ જોડે સહમત હતા. અદ્વૈત સિદ્ધાન્ત પર જે જે શંકાઓ ઊઠી શકે એ બધી માટે એમણે એક એક કરીને દરેક માટે નિરાકરણ કર્યું છે. આગળ બધા વૈદિક, બૌદ્ધ, જૈન, વૈષ્ણવ આદિ અનેક દર્શનોના સિદ્ધાન્તોની એમણે આલોચના પણ કરી છે. શિવદષ્ટિના અંતિમ પ્રકરણમાં એમણે માનવ જીવનના પારમાર્થિક અને વ્યાવહારિક પ્રયોજનોની પ્રાપ્તિના ઉપાય રૂપ બનેલી અનેક શૈવી સાધનાઓનું નિરૂપણ કર્યું છે. આમ કરીને આ પરાદ્વૈત શૈવદર્શનના આ અભિનવ આવિર્ભાવનો અને સાથે સાથે પોતાની વંશપરંપરાનો ઇતિહાસ પણ એમણે ક્રમપૂર્વક લખ્યો છે. આચાર્ય સોમાનન્દે જે બીજા ગ્રંથો રચ્યા તે આજે અપ્રાપ્ય છે. શિવદષ્ટિ ઉપર આચાર્ય ઉત્પલદેવ દ્વારા રચવામાં આવેલી વૃત્તિ અધુરી જ મળે છે. અને આચાર્ય અભિનવગુપ્તની આલોચન નામની ટીકા તો મળતી જ નથી. શિવદષ્ટિની મૂળ શ્લોકો સાથેની પૂરી હસ્તલિખિત પ્રતિ એક જ મળી છે અત્યાર સુધીમાં, અને તે પણ મદ્રાસમાં. આ ટીકાઓના અભાવને કારણે શિવદષ્ટિ ઘણી અધરી પ્રતીત થાય છે અને છતાં અદ્વૈત શૈવ શાસ્ત્રના સૂક્ષ્મ વિષયોના જ્ઞાન માટે આ એક અમૂલ્ય નિધિ છે. સાત આહ્નિકોમાં ૭૨૪ શ્લોકોમાં આ નિબદ્ધ છે.

શિવદષ્ટિના સપ્તમાહ્નિકમ્‌માં અંતે ત્ર્યમ્બકશૈવદર્શનોદ્‌ભવવર્ણનમ્ છે એમાં શૈવદર્શનના ઉદ્‌ભવની વાતો કરી છે જે આ પ્રમાણે છે :

**शैवादीनि रहस्यानि पूर्वमासन् महात्मनाम् ।**
**ऋषीणां वक्त्रकुहरे तेष्वेवानुग्रहक्रिया ।। १ ।।**

कलौ प्रवृत्ते यातेषु तेषु दुर्गमगोचरे ।
कलापिग्रामप्रमुखे समुच्छिन्ने च शासने ॥ २ ॥

कैलाशाद्रौ भ्रमन् देवो मूर्त्या श्रीकण्ठरूपया ।
अनुग्रहायावतीर्णश्चोदयामास भूतले ॥ ३ ॥

मुनिं दुर्वाससं नाम भगवानूर्ध्वरेतसम् ।
नोच्छिद्येत यथा शास्त्रं रहस्यं कुरु तादृशम् ॥ ४ ॥

ततः स भगवान् देवादादेशं प्राप्य यत्नवान् ।
ससर्ज मानसं पुत्रं त्र्यम्बकादित्यनामकम् ॥ ५ ॥

શૈવાગમના રહસ્યો પ્રાચીનકાળમાં મહાત્મા ઋષિઓનાં મુખમાં રહેલાં હતાં. અને અનુગ્રહ ક્રિયા પણ એમની પાસે જ હતી. (૧)

કળિકાળનો પ્રારંભ થયા પછી જ્યારે એ રહસ્યો દુર્ગમ બની ગયા અને કલાપી પ્રમુખગ્રામનું શાસન ઉચ્છિન્ન થઈ ગયું ત્યારે દેવાધિદેવ ભગવાન્ શંકર, કૈલાસ પર્વત પર ઘૂમતાં અનુગ્રહ માટે શ્રીકંઠના રૂપમાં અવતીર્ણ થયા. એમણે આ ધરતી ઉપર ઊર્ધ્વરેતા મુનિ દુર્વાસાને આદેશ આપ્યો જેને લીધે આ શાસ્ત્ર સમુચ્છિન્ન ન થાય, એવી રહસ્યપરંપરા તૈયાર કરો. (૨-૪)

તત્પશ્ચાત્ એ ભગવાન દુર્વાસાએ દેવાધિદેવ પાસેથી આદેશ પ્રાપ્ત કરીને પ્રયત્નપૂર્વક ત્ર્યમ્બકાદિત્ય નામનો માનસપુત્ર ઉત્પન્ન કર્યો અને એનામાં શૈવાગમ-રહસ્યને સંક્રાન્ત કર્યું. એ ત્ર્યમ્બકાદિત્ય પણ ત્ર્યમ્બકા નામની ગુફામાં જઈને અને એમના જ નામથી અંકિત માનસ પુત્રને ઉત્પન્ન કર્યો એ પુત્ર પણ સિદ્ધ થઈને આકાશમાં ચાલ્યો ગયો. આ પ્રકારે માનસી સૃષ્ટિના ચૌદ પુત્રો ક્રમશઃ એ જ પ્રકારે સિદ્ધ થઈ થઈને આકાશમાં ઉડતા ચાલ્યા ગયા. પણ પંદરમો પુત્ર જે બધા શાસ્ત્રોમાં પારંગત હતો કયારેક લોકયાત્રા ઉપર નીકળ્યો. એ સમયે એની સામે રૂપ-યૌવન-સૌભાગ્યથી યુકત કોઈ બ્રાહ્મણી દૃષ્ટિગોચર થઈ. (૫-૧૦)

ત્ર્યમ્બકાદિત્યનો પંદરમો પુત્ર સુલક્ષણોથી યુક્ત એ કન્યાને જોઈને તથા પોતાની સહધર્મચારિણી થવાને યોગ્ય સમજીને, એ કન્યાના પિતા પાસે જઈને એ બ્રાહ્મણીને માંગીને પોતાને ઘેર લઈ આવ્યો. (૧૧-૧૨)

બ્રાહ્મવિવાહ પછી એ ઘૂમતા ઘૂમતાં કાશ્મીરમાં આવ્યા અને સંગમાદિત્ય નામથી પ્રસદ્ધિ થયા. એમના પુત્ર વર્ષાદિત્ય અને એમના પુત્ર અરુણાદિત્ય થયા અરુણાદિત્યથી આનન્દ અને આનન્દથી હું સોમાનન્દ ઉત્પન્ન થયો છું. મેં ત્ર્યમ્બકા નામવાળા શિવદૃષ્ટિ નામક પ્રકરણની રચના કરી. (૧૩-૧૫)

શિષ્ય પ્રશિષ્યોમાં પરમ્પરાગત રૂપમાં પ્રચલિત તથા મઠિકાઓ (પાઠશાળાઓ)માં તેરમ્બા દેશભાષાના માધ્યમથી આ શિવદૃષ્ટિ પઠન-પાઠનના રૂપમાં ચાલતી રહી. આ પ્રકારે મેં આ શિવદૃષ્ટિ નામક નાનું પ્રકરણ બતાવ્યું. એનાં બની ગયા પછી પણ એના સમ્યક્ જ્ઞાનને માટે ગુરુઓની આવશ્યકતા પડતી જ ગઈ.

આમ આપણને આચાર્ય સોમાનન્દની શિવદૃષ્ટિમાંથી થોડો પૂર્વ ઇતિહાસ જાણવા મળે છે. એવું પણ માનવામાં આવે છે કે આચાર્ય સોમાનન્દ આચાર્ય વસુગુપ્તના શિષ્ય હતા.

શારદાતિલક ઉપરની ટીકામાં નીચે પ્રમાણે માહિતી પ્રાપ્ત થાય છે.

**श्रीकण्ठं वसुमन्तं (वसुगुप्तं) सोमानन्दं तथोत्पलाचार्यम् ।**
**लक्ष्मणमभिनवगुप्तं वन्दे श्रीक्षेमराजं च ॥**

**ઉત્પલદેવ :-** આચાર્ય સોમાનન્દના પ્રધાન શિષ્ય આચાર્ય ઉત્પલદેવ ઇશ્વરપ્રત્યભિજ્ઞા અને સિદ્ધિત્રયીનું નિર્માણ કરીને શૈવદર્શનના આકાશને ઝળહળાવી મૂક્યું છે. ઈશ્વરપ્રત્યભિજ્ઞાના આરંભમાં શૈવ દર્શનના મૂળ સિદ્ધાન્તોનું સંક્ષિપ્તમાં દિગ્દર્શન કરાવી બૌદ્ધોના વિજ્ઞાનવાદનું સ્પષ્ટ વિશ્લેષણ કર્યું છે. ત્યાર પછી આત્માની વાસ્તવિક સત્તા ને સિદ્ધ કરી છે. એના પછી આત્મદેવની સ્મૃતિ, જ્ઞાન અને અપોહન નામની ત્રણ વ્યાવહારિક શક્તિઓનું વિસ્તારપૂર્વક પ્રતિપાદન કર્યું છે. તત્ પશ્ચાત્ જગતના એક માત્ર આધાર રૂપ ભગવાન પરમ શિવની સત્તાને સ્થાપી એની પરિપૂર્ણ પરમેશ્વરતાને સિદ્ધ કરી છે ત્યાર પછી આ પરમેશ્વરની ક્રિયાશક્તિની અભિવ્યક્તિ, એના દ્વારા ક્રિયા, સમ્બન્ધ, સામાન્ય, દિવ્ય, કાલ આદિ પદાર્થોના આભાસ તથા પ્રમાતૃ-પ્રમેયભાવ અને કાર્ય કારણ-ભાવનું પણ નિરૂપણ કરી છત્રીસ તત્ત્વો અને સાત પ્રકારના પ્રમાતૃ વર્ગોની સૃષ્ટિનું સંક્ષિપ્ત નિરૂપણ આ શસ્ત્રમાં કરવામાં આવ્યું છે.

સાથે સાથે સાંખ્ય, ન્યાય, બૌદ્ધ આદિ દર્શનોના સિદ્ધાન્તોની આલોચના પણ કરવામાં આવી છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના ત્રણ ગુણોનો સ્વભાવ એનું રહસ્ય અને જાગ્રત આદિ અવસ્થાઓના સ્વરૂપને પણ સ્પષ્ટ કર્યું છે. ઇશ્વર પ્રત્યભિજ્ઞામાં જે કોઈ ત્રુટિ રહી ગઈ એને આચાર્ય ઉત્પલદેવે સિદ્ધિત્રયીમાં પૂરી કરી દીધી. આ ગ્રંથમાં અંત:કરણોથી અતિરિક્ત તત્ત્વના રૂપમાં આત્માની સિદ્ધિ, ઈશ્વર અને એવી ઈશ્વરતાની સિદ્ધિના સમ્બન્ધની સિદ્ધિના નિરૂપણમાં સુંદર અને સારગર્ભ યુક્તિઓનો આધાર લીધો છે. બૌદ્ધોના અનાત્મવાદ અને સાંખ્યોના અનીશ્વર વાદનું ખંડન પણ કર્યું છે.

આચાર્ય ઉત્પલદેવે ઈશ્વરપ્રત્યભિજ્ઞા અને સિદ્ધિત્રયી ઉપર સંક્ષિપ્ત ટીકાઓ પણ લખી હતી, જેને 'વૃત્તિ' કહેવામાં આવતી હતી. એ વૃત્તિઓ હાલ પૂરેપૂરી મળતી નથી. ઈશ્વરપ્રત્યભિજ્ઞા ઉપર આચાર્ય અભિનવગુપ્ત દ્વારા રચવામાં આવેલી વિમર્શિની નામની વિસ્તૃત ટીકા મળે છે, અને આ ટીકાઓ ઈશ્વરપ્રત્યભિજ્ઞાને કાશ્મીર શૈવ દર્શનનું સર્વપ્રધાન શાસ્ત્ર બનાવી દીધું છે. વિમર્શિની દ્વારા વિભૂષિત ઈશ્વરપ્રત્યભિજ્ઞા શાસ્ત્રની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે. આચાર્ય અભિનવગુપ્તના મત અનુસાર બીજા બધાં દર્શનો એની સામે પક્ષીઓના કલરવથી વધારે કંઈ નથી. આચાર્ય ઉત્પલદેવની અપ્રાપ્ય વિવૃત્તિ ઉપર પણ આચાર્ય અભિનવગુપ્તે વિવૃત્તિ-વિમર્શિની નામની એક વિસ્તૃત ટીકા લખી હતી. એ ટીકા મળે છે પણ મૂળ વિવૃત્તિ નહીં મળવાથી એટલી એ ઉપયોગી થઈ નથી શકતી.

આચાર્ય ઉત્પલદેવ એક સરસ કવિ પણ હતા. એમની શિવસ્તોત્રાવલી છે જેમાં શૈવ દર્શનના સિદ્ધાન્તોના રહસ્યો ભર્યા પડ્યાં છે. અત્યારે પણ કાશ્મીરના બ્રાહ્મણોમાં એ લોકપ્રિય છે. આચાર્ય ઉત્પલદેવના બીજા કોઈ ગ્રંથ મળતા નથી. જે ગ્રંથોનાં નામ જ મળે છે તે છે અજડપ્રમાતૃસિદ્ધિ, ઈશ્વરસિદ્ધિ, સમ્બન્ધસિદ્દિ વગેરે. આચાર્ય અભિનવગુપ્તના ઉલ્લેખો દ્વારા જાણવા મળે છે કે એમણે બીજા પણ ગ્રંથો લખ્યા હશે.

ઉત્પલદેવ ઉદયાકર અને વાગીશ્વરીના પુત્ર મૂળ લાટપ્રદેશના હતા, એવી માહિતી મળે છે. આચાર્ય ઉત્પલદેવના કોઈ શિષ્યે ગ્રંથ લખ્યો હોય એવું જાણમાં નથી. પણ લક્ષ્મણગુપ્તે સાધના પ્રધાન અને તર્કપ્રધાન બન્ને ધારાઓનો સમન્વય કર્યો હતો અને એ આચાર્ય અભિનવગુપ્તના ગુરુ હતા. એટલે એમ કહી શકાય કે અભિનવગુપ્ત એમના પ્રશિષ્ય હતા.

**આચાર્ય અભિનવગુપ્ત :-** ઇ. સ. ની દસમી શતાબ્દીમાં થઈ ગયેલ આચાર્ય અભિનવગુપ્તે લગભગ ચાળીસ ઉપરાંત ગ્રંથોની રચના કરી હતી. ધ્વન્યાલોક ઉપરની એમની લોચન ટીકા અને ભરતના નાટયશાસ્ત્ર ઉપરનો એમનો ગ્રંથ અભિનવભારતી આગમેતર વિદ્વાનોમાં પણ સુપ્રસિદ્ધ છે. આચાર્ય અભિનવગુપ્તની દાર્શનિક કૃતિઓમાં તન્ત્રાલોક સૌથી અધિક મહત્ત્વપૂર્ણ અને વિશાળકાય છે. આ શૈવ દર્શન, આચાર, સાધના, યોગ અને તાન્ત્રિક કર્મકાંડનો વિશ્વકોષ છે. તંત્રાલોકના પ્રમુખ વિષયોનો સાર અત્યન્ત સંક્ષેપમાં તંત્રસારમાં પ્રસ્તુત કરવામાં આવ્યો છે. જે પ્રમાણે આચાર્ય શંકરે ચર્પટમંજરી આદિ નાના નાના ગ્રંથોની રચના કરી અદ્વૈત દર્શન નો પ્રચાર કર્યો હતો, એજ પ્રકારે અભિનવગુપ્તે શૈવદર્શનના પ્રચાર માટે નાની નાની અનેક રચનાઓ- જેમકે પરામાર્થસાર, બોધપંચદશિકા, પરમાર્થચર્ચા, પરમાર્થદ્વાદશિકા, મહોપદેશ- વિંશતિકમ્ વગેરે કરી હતી.

પ્રારંભથી જ દાર્શનિક ગ્રંથોની સાથે સાથે કાવ્યમયી વાણીમાં સ્તોત્રના રૂપમાં પોતાનો ભાવ, સાધના તથા દર્શનને અભિવ્યકત કરવા સ્તોત્ર લખવાની પરમ્પરા રહી છે. ભટ્ટ નારાયણની સ્તવચિન્તામણિ અને ઉત્પલદેવની શિવસ્તોત્રાવલી એના રમણીય ઉદાહરણો છે. આ પરમ્પરામાં અભિનવગુપ્તે ક્રમસ્તોત્ર, ભૈરવસ્તવ, અનુત્તરાષ્ટિકા, અનુભવનિવેદન સ્તોત્ર, દેહસ્થદેવતા, ચક્રસ્તોત્ર આદિ ઉલ્લેખનીય સ્તોત્ર ગ્રંથ છે.

અભિનવગુપ્તના ટીકા - ગ્રંથોમાં ઈશ્વરપ્રત્યભિજ્ઞા ઉપર વિમર્શિની અને વિવૃત્તિવિમર્શિની ટીકાઓ, પરાત્રીંશિકા ઉપર વિવરણ, શિવદષ્ટિ ઉપર અવલોચન (અપ્રાપ્ય) અને ભગવદ્‌ગીતાર્થ-સંગ્રહ ઉલ્લેખનીય છે ક્રમસ્તોત્ર ઉપર ક્રમકેલિ નામક ટીકા અપ્રાપ્ય છે.

સોમાનન્દ, ઉત્પલદેવ અને અભિનવગુપ્ત કાશ્મીર શૈવ દર્શનના મુનિત્રયી છે.

**ક્ષેમરાજ :-** આચાર્ય અભિનવગુપ્તના પ્રધાનશિષ્ય ક્ષેમરાજ ઇ. સ. ની અગિયારમી સદીમાં થઈ ગયા, જેમનો પ્રમુખ ગ્રંથ પ્રત્યભિજ્ઞાહ્દય છે. પરાપ્રવેશિકા તથા બોધ વિલાસ, બાલાવબોધાય વગેરે નાની નાની રચનાઓ છે. શિવસૂત્રવિમર્શિની, સ્પન્દસન્દોહ, સ્પન્દનિર્ણય, સ્તવચિન્તામણિવિવૃત્તિ, વિજ્ઞાન ભૈરવ-ઉદ્યોત (અપૂર્ણ), નેત્રતંત્રોદ્યોત, શિવસ્તોત્રાવલી-ટીકા, સામ્બપંચાશિકા-ટીકા વગેરે ગ્રંથો ક્ષેમરાજે રચ્યા છે. એવું લાગે છે કે પોતાના ગુરુ અભિનવગુપ્તના નિર્દેશથી ક્ષેમરાજે કાશ્મીરમાં પ્રચલિત અને માન્ય આગમ, સ્તોત્ર અને દર્શનના ગ્રંથોની અદ્વૈતપરક વ્યાખ્યા કરી હતી.

**અન્ય લેખકો :-** ક્ષેમરાજના શિષ્ય યોગરાજ અગિયારમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયા. એમણે પરમાર્થ સાર ઉપર ટીકા લખી હતી. કેરળના નિવાસી મધુરાજ જે અગિયારમી સદીમાં થયા એમણે અભિનવગુપ્ત પાસેથી શિક્ષા પ્રાપ્ત કરીને ગુરુનાથ-પરામર્શ નામનો ગ્રંથ લખ્યો. એમના પુત્ર વરદરાજ ક્ષેમરાજના શિષ્ય હતા. એમણે શિવસૂત્ર ઉપર વાર્તિક નામના ગ્રંથની રચના કરી.

તંત્રાલોકની વિવેકટીકા અને વામકેશ્વરમતની ટીકા લખનાર જયરથ બારમી શતાબ્દીમાં થઈ ગયા. અને એજ સમયમાં મહારાષ્ટ્રમાં એક અત્યન્ત પ્રમુખ આચાર્ય મહેશ્વરાનંદ થઈ ગયા એમણે મહારાષ્ટ્રીય અપભ્રંશમાં મહાર્થમંજરી કુલ સંપ્રદાયની અત્યન્ત મહત્વપૂર્ણ રચના કરી. ક્ષિતિકંઠનો કાશ્મીરી અપભ્રંશમાં લિખિત મહાનયપ્રકાશ કુલસંપ્રદાયનો ગ્રંથ મળે છે. ક્ષિતિકંઠ બારમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં થઈ ગયા. ૧૩મી શતાબ્દીથી ૧૫મી શતાબ્દીના ઉત્તરાર્ધ સુદી કોઈ પણ મહત્ત્વપૂર્ણ રચના કે ટીકા પ્રાપ્ત થઈ નથી.

શાહજહાં તથા ઔરંગઝેબના સમકાલીન સાહિબકૌલ સિદ્ધ પુરુષ હતા. એમણે એમના દેવીનામવિલાસ ગ્રંથમાં વેદાન્ત અને શિવાદ્વયવાદનો સમન્વય પ્રસ્તુત કર્યો છે. એમની 'આત્મકથા' કાશ્મીરી ભાષામાં ઉપલબ્ધ છે. એમની બીજી કૃતિઓ કલ્પવૃક્ષપ્રબન્ધ, સચ્ચિદાનંદવલ્લી તથા શિવજીવદશક નામે છે.

વિજ્ઞાન ભૈરવના ટીકાકાર શિવોપાધ્યાય, ઈશ્વરપ્રત્યભિજ્ઞા વિમર્શિનીની ટીકા ભાસ્કરીના રચયિતા ભાસ્કરકંઠ, ૧૭મી શતાબ્દીમાં કાશ્મીર શૈવ પરંપરાના પ્રધાન આચાર્ય હતા. આધુનિક કાશ્મીરમાં જે મહાન વિભૂતિ અને જેનાં વચનોને સૌથી વધુ માન્યતા મળી છે તે છે લલ્લેશ્વરી, એમના વચનો કાશ્મીરી ભાષામાં લખાયેલ છે જેનો અનુવાદ ભાસ્કરકંઠે 'લલ્લેશ્વરીવાક્યાનિ' નામથી કર્યો છે.

શિવોપાધ્યાયે પોતાના મૌલિક ગ્રંથ શ્રીવિદ્યામાં તથા વિજ્ઞાનભૈરવની પોતાની ઉદ્યોત ટીકામાં આચાર્ય શંકરના બહુ ગુણગાન કર્યાં છે. અને કાશ્મીર શૈવદર્શનની વેદાન્ત પરક વ્યાખ્યા પણ કરી છે. આ પ્રકારે આઠમી શતાબ્દીથી પ્રારંભ કરીને ૧૮મી શતાબ્દી સુધી ગ્રંથ રચનાનો ક્રમ નિરંતર ચાલતો રહ્યો.

જો કે હવે આધુનિક યુગમાં કાશ્મીર શૈવદર્શનના ગ્રંથો અંગ્રેજી, હિન્દી, ફ્રેન્ચ, જર્મન વગેરે ભાષાઓમાં પણ ઉપલબ્ધ થવા માંડ્યા છે. એ દૃષ્ટિએ મ. મ. ગોપિનાથ કવિરાજ, ડો. કાન્તિચંદ્ર પાંડેય આદિના નામ ઉલ્લેખનીય છે. સંસ્કૃત ગ્રંથ પરંપરામાં શ્રી અમૃતવાગ્વાચાર્ય, રામેશ્વર ઝા (પૂર્ણતાપ્રત્યભિજ્ઞા), બલજિનાથ પંડિતના નામો આદર સહિત લેવાં જોઈએ.

તાન્ત્રિકતાના બીજ અત્યન્ત પ્રાચીન છે. આ સમ્બન્ધમાં સિન્ધુઘાટીની સભ્યતામાં ઉપલબ્ધ સાક્ષ્ય અને વેદોની સાથે એ સભ્યતાના સંબંધમાં વિદ્વાનો હજી સુધી એક મત નથી થઈ શકયા. જે.એન.ચેટર્જી એમના ગ્રંથ પુરાણિક એન્ડ તાન્ત્રિક રિલીજીયન પૃ. ૬૪ ઉપર તાન્ત્રિકપૂજાના બીજ ઇ.સ.પૂ. ત્રણ હજાર વર્ષ સુધી સ્વીકારે છે. રામશાસ્ત્રી એને ઇ.સ.પૂ. એક હજાર વર્ષ સુધી માને છે. ઇ.સ.પૂ. છઠ્ઠી અને સાતમી શતાબ્દીમાં પ્રાપ્ત પ્રાચીન સિક્કાઓ ઉપર ઉત્કીર્ણ ચિહ્નોને એમણે તાન્ત્રિક પ્રતીક માન્યા છે, એમના ગ્રંથ તંત્રાઝ સ્ટડીઝ ઑન ધેયર રિલીજીયન એન્ડ લિટ્રેચર પૃ.૧૦ ઉપર પાશ્ચાત્ય વિદ્વાન ફિલિપ રાઉસનની દૃષ્ટિમાં ઇસુથી ૨૦ હજાર વર્ષ પૂર્વે યુરોપના પુરાપાષાણકાલિન પ્રાકૃતિક શિલાગુફાઓમાંથી ઉપલબ્ધ પ્રતીક તાન્ત્રિક પ્રતીકોના બિલકુલ સરખાં છે. એવું એમણે એમના ગ્રંથ તંત્ર, ધી ઇંડિયન કલ્ટ ઑવ એકસ્ટસીના પૃ. ૧ ઉપર લખ્યું છે. સિંધુ સંસ્કૃતિમાંથી પશુપતિ શિવ તથા યોગ-મુદ્રામાં ઊભેલા કે બેઠેલા યોગીઓની મુદ્રાઓ પ્રાપ્ત થઈ છે, જે તાન્ત્રિક સાધનાના પ્રકારને સૂચિત કરે છે. ગોવર્ધન રાય શર્માના પ્રમાણે એ પ્રાક્હડપ્પીય સંસ્કૃતિ બલૂચિસ્તાનથી હરિયાણા સુધી ફેલાયેલી હતી.

આમ પ્રાગૈતિહાસિક કાળ તથા વૈદિક કાળથી શૈવધર્મના બીજ ઉપલબ્ધ થાય છે.

હમણાં સુધી આપણી વચ્ચે આચાર્ય લક્ષ્મણજુ-કાશ્મીરની સમર્થ વિભૂતિ હતા. એમણે અનેક શિષ્યોને તૈયાર કર્યા છે એમાં શ્રી જયદેવસિંહ વગેરે ભારતીય છે એમ અનેક વિદેશીઓ પણ છે. આચાર્ય લક્ષ્મણજુ સાધના અને શાસ્ત્રજ્ઞાન બન્ને માટે વિખ્યાત હતા. એમના ગુરુ યોગી ઈશ્વરસ્વરૂપ હતા. એમના ગુરુ મહાત્મા શ્રીરામજી અને એમના ગુરુ મહતાબકાક હતા. એટલે એમ કહી શકાય કે આ કાશ્મીર શૈવ સંપ્રદાયની પરમ્પરા આજ સુધી જીવિત છે.

# પરમ શિવના પાંચ મહાન કાર્યો : અને શક્તિપાત

પરમશિવના પાંચ મહાન કાર્યો, (૧) સૃષ્ટિ, (૨) સ્થિતિ (૩) સંહાર (૪) તિરોધાન (૫) અનુગ્રહ અનુક્રમે ગણાવવામાં આવે છે. માનવી જોડે પણ આજ કાર્યો જોડાએલ હોવા છતાં એને મહાન કાર્યો કહેવામાં આવતાં નથી. એનું કારણ એ છે કે એના કાર્યોનો આધાર એ પોતે નથી પણ ઈશ્વર છે. પરમશિવ છે. ફક્ત પરમ શિવ જ સ્વતંત્ર છે. એટલે મહાનકાર્ય પરમશિવ જોડે જોડાએલ છે જ્યારે માત્ર કાર્ય એ આ વ્યક્તિ જોડે જોડાએલ છે.

એનો અર્થ એ નથી કે વ્યક્તિ એના કાર્ય માટે જવાબદાર નથી. આ વ્યક્તિ એમ જ માનતી હોય છે કે આ કાર્યો એણે જ કર્યા છે અને એને કારણે એનું પરિણામ એને ભોગવવું પડે છે. એનામાં રહેલ એ વાત સ્વીકારતો નથી કે એ કાર્ય નથી કરતો. અને એટલે જ એને એના પરિણામો ભોગવવાં પડે છે.

જો એ એમ માને કે એના દ્વારા આ બધા કાર્યો ઈશ્વર કરે છે તો એને એના પરિણામ ભોગવવાં ન પડે. પણ એનામાં રહેલ અહંકાર એને એ સ્વીકારવા દેતો નથી.

પરમશિવ એનાં આ રાજ્યમાં ગુરુઓ અને શિષ્યો ઉત્પન્ન કરે છે, એના પાંચમા કાર્ય દ્વારા, અનુગ્રહ દ્વારા. આ અનુગ્રહ દ્વારા નવ પ્રકારે એ ગુરુ અને શિષ્યો ઉત્પન્ન કરે છે.

જે પ્રથમ કક્ષા છે એને તીવ્રાતિતીવ્ર શક્તિપાત કહેવામાં આવે છે. આ પરમ ઉચ્ચ કક્ષાનો (Suprem Grace) શક્તિપાત છે. જ્યારે પરમશિવ દ્વારા આ તીવ્રાતિતીવ્ર શક્તિપાત કોઈના ઉપર કરવામાં આવે છે ત્યારે એ સંપૂર્ણપણે પોતાને પામી જાય છે. તે પોતાના સાચા સ્વભાવને ઓળખી જાય છે અને સંપૂર્ણ રીતે ઓળખી જાય છે. એના શરીર માટે આ શક્તિપાત સહન કરવો પણ અસહ્ય થઈ જાય છે અને મૃત્યુ પામે છે. એ ગુરુની કક્ષાને પ્રાપ્ત કરી લે છે. શિષ્યોના હૃદયમાં એ અદશ્ય જ રહે છે. ક્યારેક કોઈક જેને જરૂર હોય અને એની યોગ્યતા હોય તો એ ગુરુનો એને અનુભવ થાય છે.

બીજી કક્ષાનો જે શક્તિપાત છે. એને તીવ્ર મધ્યમ (Suprem Medium Grace) શક્તિપાત કહેવામાં આવે છે. આ શક્તિપાત પ્રાપ્ત કરનાર અંદરથી આલોકિત થઈ ઊઠે છે, પણ મૃત્યુ પામતો નથી. આ વ્યક્તિને 'પ્રતિભાગુરુ' કહેવામાં આવે છે. આ ગુરુ બીજા ગુરુ દ્વારા પામતા નથી પણ પોતાની જાતે જ એ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરે છે, પોતાના જ અનુગ્રહ દ્વારા આ કક્ષાને પ્રાપ્ત કરે છે. એમને એકાએક

આ પ્રકાશિત અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ગુરુ માનવજાતના ઉત્થાન માટે સશરીર પૃથ્વી પર નિવાસ કરે છે.

ત્રીજી કક્ષાને તીવ્રમંદ(Inferior Suprem Grace)શક્તિપાત કહેવામાં આવે છે. જેણે આ તીવ્રમંદ શકિતપાતનો અનુભવ કર્યો હોય છે એને આધ્યાત્મિક ગુરુના ચરણે જવાની ઇચ્છા થાય છે અને એ બીજી કક્ષાના એટલે કે તીવ્રમધ્યમ શક્તિપાત પ્રાપ્ત કરેલ ગુરુ પાસે પહોંચી જાય છે. આ સંપૂર્ણ ગુરુ છે. એ સર્વજ્ઞ છે. આ ગુરુ અને શિવમાં કોઈ ભેદ હોતો નથી. આ ગુરુ એને માત્ર સ્પર્શે છે એમના દિવ્ય કર વડે અથવા તો એની સામે માત્ર એકીટશે જોયા કરે છે કે એને આલિંગન અર્પે છે અને પરિણામે એ શિષ્ય પરમ ઉચ્ચ કક્ષાને જપયોગ કર્યા વગર કે ધ્યાનયોગના સહારા વિના જ પ્રાપ્ત કરી લે છે. એનું શરીર સુખ અને દુ:ખનો અનુભવ કરે છે પણ એ પોતે તો પરમ અવસ્થાએ પહોંચી ગયેલ હોવાથી એને કોઈ અનુભવ થતો નથી. આ અનુગ્રહને રુદ્રશક્તિસમાવેશ કહે છે.

આ ગુરુએ રુદ્રશકિતમાં એટલે કે શિવની શક્તિમાં સમાધિ અવસ્થા પ્રાપ્ત કરી હોય છે. એના પાંચ લક્ષણો નોંધવામાં આવ્યા છે, જે બીજાને ખબર પડે છે. પ્રથમ તો પરમશિવ પ્રત્યે એને અથાગ પ્રેમ હોય છે. બીજું એ જ્યારે કોઈ મંત્ર બોલે છે ત્યારે એ મંત્રના દેવ તત્કાળ હાજર થઈ જાય છે. આને મંત્રસિદ્ધિ કહેવામાં આવે છે. ત્રીજી વાત એ છે કે પાંચ તત્ત્વો ઉપર એનો સંપૂર્ણ કાબુ હોય છે. ચોથું લક્ષણ એ છેકે એ જે કાર્ય શરૂ કરે છે એ ઉત્તમ રીતે પૂરું કરે છે. અને પાંચમું લક્ષણ એ છે કે બધા જ શાસ્ત્રોનો જ્ઞાતા હોય છે અથવા તો મહાન કવિ હોય છે.

આ ત્રણ અનુગ્રહો દ્વારા પરમશિવ ઉત્તમ ગુરુઓને પ્રગટ કરે છે. એનાથી ઉતરતી કક્ષાના અનુગ્રહ દ્વારા સુયોગ્ય શિષ્યોને પ્રગટ કરે છે.

ચોથી કક્ષાને મધ્યતીવ્ર(Medium Superme Grace)શક્તિપાત કહેવામાં આવે છે. આ શક્તિપાતને કારણે શિષ્ય ઉત્તમ ગુરુના ચરણો સુધી પહોંચી જાય છે પણ એની પોતાની કક્ષા ઉત્તમ ન હોવાને કારણે ગુરુ એને મંત્ર આપે છે જપવા માટે અથવા તો બીજા કોઈ એને યોગ્ય માર્ગે અપનાવડાવે છે. આને કારણે શિષ્ય અંદરથી આલોક્તિ થઈ ઊઠે છે. અને છતાં એને સંપૂર્ણ સંતોષ નથી મળતો, શરીર રહે છે ત્યાં સુધી, પણ જ્યારે આ દેહ છોડી રહ્યો હોય છે ત્યારે એ શિવતત્વને પામી લે છે એણે પહેલાં પ્રાપ્ત કરેલ આલોકિતપણાને કારણે.

પાંચમી કક્ષાને મધ્યમધ્ય (Medium, Middle Grace)શક્તિપાત કહેવામાં આવે છે. જ્યારે વ્યક્તિ આ શકિતપાત પ્રાપ્ત કરે છે ત્યારે એનામાં તીવ્ર ઇચ્છા જાગ્રત થઈ જાય છે શિવતત્વને પ્રાપ્ત કરવા માટેની, અને છતાં એ દુન્યવી સુખ અને

આનંદને છોડવા તૈયાર નથી. એને દુન્યવી સુખ સમૃદ્ધિ આનંદની સાથે સાથે શિવત્વ જોઈએ છે. ગુરુને કારણે પોતે પોતાને ઓળખી લે છે, શિવત્વને અનુભવી પણ લે છે અને સાથે સાથે દુન્યવી સુખ, સમૃદ્ધિ, આનંદ પણ ભોગવે છે. આ દુન્યવી સુખ સમૃદ્ધિ એ સત્ય નથી એટલે એ જ્યારે મૃત્યુ પામે છે, ત્યારે સ્વર્ગલોકમાં જાય છે અને ત્યાં આ સુખ સમૃદ્ધિનો અનુભવ કરે છે, ભોગવે છે, સંપૂર્ણ સંતોષ થાય ત્યાં સુધી, એ પછી અહીં આ દુનિયામાં પાછો નથી આવતો પણ ગુરુ એને ત્યાં જ માર્ગદર્શન કરાવે છે અને એ પૂર્ણત્વને પ્રાપ્ત કરી શિવત્વના રાજ્યમાં દાખલ થઈ જઈ પરમશિવ જોડે એકત્ત્વ પ્રાપ્ત કરે છે.

છઠ્ઠી કક્ષામાં મધ્યમમંદ(Medium Inferior Grace)શક્તિપાત આવે છે. આ કક્ષામાં અને પાંચમી કક્ષામાં આમ બહુ તફાવત નથી. પાંચમી કક્ષામાં વ્યક્તિના મનમાં પહેલાં સ્થાને શિવત્વ છે અને બીજા સ્થાને દુન્યવી સુખો છે જ્યારે આ છઠ્ઠી કક્ષામાં વ્યક્તિના મનમાં પ્રથમ સ્થાને દુન્યવી સુખો છે અને બીજા સ્થાને શિવત્વ છે. આમ તો એ આત્મસાક્ષાત્કાર કરે છે પણ એ સંપૂર્ણ નથી હોતો, કારણ એના મનમાં દુન્યવી સુખો રમતાં હોય છે. એ જ્યારે આ દેહ છોડીને જાય છે ત્યારે સ્વર્ગલોકમાં જાય છે ત્યાં એની બાકી રહેલ ઇચ્છાઓ પૂરેપૂરી સંતોષાય છે, પણ ત્યાંથી એની શિવત્વ તરફ ગતિ થતી નથી. એને ફરી જન્મ લેવો પડે છે. અને એ નવા જન્મમાં એનું બધું જ લક્ષ શિવત્વ તરફ કેન્દ્રિત થઈ જાય છે. આ જન્મમાં એનું જીવન બહું લંબાતું નથી, કારણ પરમશિવની ઇચ્છા એને તરત પોતાની પાસે બોલાવી લેવાની હોય છે. આ જીંદગી ઘણી જ ટુંકી હોવા છતાં એ શિવત્વને પામી લે છે.

ત્રણે મધ્યમ કક્ષાની શક્તિપાતવાળી વ્યક્તિઓ શિવધર્મના રાજ્યમાં રહેતી હોય છે જ્યારે એનાથી ઉતરતી ત્રણ કક્ષાઓ મંદ તીવ્ર, મંદ મધ્ય અને મંદ મંદ કક્ષાઓ એટલે કે Inferior Suprem, Inferior medium અને Inferior Inferior કક્ષાની વ્યક્તિઓ લોકધર્મના રાજ્યમાં વસતી હોય છે, એટલે દુન્યવી જીવન જીવતી હોય છે. આ વ્યક્તિઓને શિવત્વ તો પ્રાપ્ત કરવું હોય છે, પણ એ ઇચ્છા જ્યારે એમના ઉપર અનહદ દુ:ખ પડે છે અને એ અસહ્ય બને છે ત્યારે થાય છે. એ સમયે એમની ઇચ્છા બધું છોડીને આત્મસાક્ષાત્કાર કરવાની થાય છે. પણ તેઓ કંઈ છોડી શકતા નથી અને પ્રાપ્ત કરી શકતા નથી. આ વ્યક્તિઓને દુન્યવી સુખો જ મુખ્યત્વે જોઈતા હોય છે. શિવત્વ માટે એવી ખાસ તીવ્ર ઇચ્છા હોતી નથી. પણ ઈશ્વરની કૃપાને કારણે અનેક જન્મો પછી એ શિવત્વને પામે છે. આ જ પરમશિવની મહાનતા છે કે તમારી ઇચ્છાની તીવ્રતા ગમે તેટલી હોય પણ અંતે તાં તમે એના સુધી પહોંચી જ જાઓ છો.

# મૂળસિદ્ધાન્ત : સ્વાતન્ત્ર્ય સિદ્ધાન્ત

કાશ્મીરની શૈવ પરંપરાનો મૂળ સિદ્ધાન્ત એ સ્વાતન્ત્ર્ય સિદ્ધાન્ત છે. ફક્ત પરમેશ્વર જ પરમ સત્ય છે. એ સિવાયનું જે ભાસે છે સંસારમાં એ પરમેશ્વરનો વિલાસ છે, પરમેશ્વરની સ્વાભાવિક પરમેશ્વરતા છે. આ પરમેશ્વરની અભિવ્યક્તિ છે.

પરમેશ્વરની આ ચેતના છે. ચેતના જ્યાં હોય ત્યાં હમેશાં સ્વયમેવ પ્રકાશિત થતી હોય છે. જીવોની ચેતના પણ સ્વયં પોતાના જ પ્રકાશના બળ ઉપર રહેલી હોય છે. ચેતના જ્યાં પણ હોય ત્યાં પોતાના જ પ્રકાશના બળ ઉપર રહેલી હોય છે. એક સામાન્ય કીડો પણ સમજે છે કે હું છું.

સ્વપ્ન અને સુષુપ્તિમાં પણ ચેતનાને એનો પ્રકાશ હોય છે જ અને એટલે જ આપણે કહીએ છીએ કે 'આજે તો એવી ઊંઘ આવી કે કોઈ સ્વપ્ન ન આવ્યું.' આ વાત એ વાતની સાક્ષી આપે છે કે ગાઢ ઊંઘમાં સ્વપ્ન નથી આવ્યું એની ખબર તો જીવને પડે જ છે. આ 'હું' હંમેશાં જાગૃત જ રહે છે. આપણે જેને નિદ્રા કહીએ છીએ, ગાઢ નિદ્રા કહીએ છીએ એ સમયે પણ આ 'હું' તો જાગૃત જ રહે છે. એની પાસે તો એની સત્તાનો પ્રકાશ હમેશાં રહે જ છે.

જ્યારે બાહ્ય ઇન્દ્રિયો અને બધાં જ અંત:કરણ ગાઢ નિદ્રામાં હોય છે, સુષુપ્તિ દશામાં ત્યારે આ 'અહમ્' નો પ્રકાશ કોના બળ ઉપર હોય છે ? એ પોતાના જ બળ ઉપર હોય છે. એ પોતાનો જ પ્રકાશ 'અહમ્'ને પ્રકાશિત કરે છે. એને કોઈ પણ સહારાની જરૂર નથી હોતી.

એટલે કે 'અહમ્' રૂપ ચેતના કે આત્મા સ્વયંપ્રકાશ છે. પણ જ્યાં સુધી શરીર, બુદ્ધિ, પ્રાણ અને શૂન્ય 'અહમ્'ની સાથે ઓતપ્રોત રહે છે ત્યાં સુધી 'અહમ્'ની સાથે ઓતપ્રોત રહે છે ત્યાં સુધી 'અહમ્' અશુદ્ધ 'અહમ્' હોય છે. શુદ્ધ 'અહમ્'નો પ્રકાશ અસીમ, પરિપૂર્ણ વિશ્વાત્મક હોય છે.

વિશ્વોત્તીર્ણતામાં એને જ્યાંથી જુઓ ત્યાંથી એ પ્રકાશરૂપ જ દેખાય છે. એ પ્રકાશ સિવાય કંઈ જ નથી. એ પ્રકાશાત્મક દર્પણ છે જેના ઉપર અનેક પ્રતિબિમ્બો પડેલાં છે.

પ્રકાશનો સ્વભાવ વિમર્શ છે. જે કોઈને પણ પોતાના પ્રકાશ હોય છે એને પોતાના અસ્તિત્વની પ્રતીતિ થાય છે જ.

દર્પણમાં કેવળ પ્રતિબિમ્બોનો આભાસ હોય છે. માત્ર પ્રતિબિમ્બ જ પ્રકટ થાય છે. દર્પણમાં એ પ્રતિબિમ્બોને પોતાની પ્રતીતિ નથી થતી. એમનામાં 'હું' ની પ્રતીતિ જ નથી. વળી દર્પણને પોતાને પણ કોઈ પ્રતીતિ થતી નથી.

अन्तर्विभाति सकलं जगदात्मनीह
यद्वद्विचित्ररचना मुकुरान्तकाले ।
बोधः परं निजविमर्शरसानुवृत्त्या
विश्वं परामृशति नो मुकुरस्तथा तु ॥

(तं.सा.)

દર્પણ જોનાર જીવને પ્રતીતિ થાય છે.

એટલે કે પ્રકાશરૂપ આભાસ અને વિમર્શરૂપ પ્રતીતિ એ બન્ને પરસ્પર ઓતપ્રોત ભાવથી જ હંમેશાં રહેતા હોય છે. એક બીજાથી વિખૂટા પડીને એ ક્યારેય રહી નથી શકતા. આભાસ જ્ઞાન છે અને પ્રતીતિ એ જાણવાની ક્રિયા છે. દર્પણમાં પડેલ પ્રતિબિમ્બને પ્રકાશ ન કહેવાય, કારણ એને કોઈ પ્રતીતિ થતી નથી. એને પ્રતિબિમ્બનો વિમર્શ નથી થતો અને થાય પણ કેવી રીતે? એને 'અહમ્'ની જ અનુભૂતિ નથી, તો 'ઇદમ્'ની અનુભૂતિ કેવી રીતે થાય! કોઈ પણ પ્રાણીને 'અહમ્' નો આભાસ સતત થતો હોય છે, અને સાથે સાથે વિમર્શ એનો થયા જ કરતો હોય છે.

એના બુદ્ધિ દર્પણમાં જેનું પ્રતિબિમ્બ પડે છે એનો વિમર્શ 'આ' 'ઇદમ્' એને થાય જ છે. આ વિમર્શ (awareness) પ્રતીતિ એને થાય જ છે. પરમેશ્વર શુદ્ધ પ્રકાશ અને શુદ્ધ વિમર્શ પણ છે. એટલે એને પોતાની અસીમ, શુદ્ધ અને પરિપૂર્ણ ચેતનાની સત્તાનો વિમર્શ અને પ્રકાશ બન્ને સદા રહે છે. વિમર્શ એ પ્રકાશથી ભિન્ન કોઈ તત્ત્વ નથી. આ પ્રકાશનો નૈસર્ગિક સ્વભાવ છે. આ વિમર્શાત્મક સ્વભાવને કારણે જ પ્રકાશને પ્રકાશ કહેવામાં આવે છે. એટલે કે પ્રકાશની પ્રકાશકતા વિમર્શ જ છે.

स्वभावमवभासस्य विमर्श विदुरन्यथा ।
प्रकाशोऽर्थोपरक्तोऽपि स्फटिकादिजडोपमः ॥

(ई.प्र. १-५-३३)

એજ પ્રમાણે વિમર્શની વિમર્શતા પણ પ્રકાશ છે. એટલે કે આ બન્ને ભાવ વસ્તુતઃ એકાત્મક અને અભિન્ન છે. બન્ને એવી રીતે અભિન્ન છે કે ભેદનો અવભાસ થતો જ નથી. એક જ પરમાર્થ સત્ય વસ્તુના સ્વરૂપ અને સ્વભાવને સમજાવવા માટે સિદ્ધ પુરુષોએ આ બે શબ્દોની કલ્પના કરી સત્ય વસ્તુના તત્ત્વને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે. સિદ્ધો એ પરમ તત્ત્વને સંવિત પણ કહે છે. એજ પ્રમાણે સંવિત્‌ને જ પરબ્રહ્મ, પરમેશ્વર, પરિપૂર્ણ ભગવાન વગેરે નામ આપી શકાય છે. શૈવદર્શનમાં આને પરમશિવ કહે છે એનું બીજું નામ અનુત્તર પણ છે. આનાથી ભિન્ન બીજી કોઈ વસ્તુ નથી. જે જે બીજું કાંઈ અવભાસિત થાય છે તે મૂળમાં આજ છે. આ જ બધા રુપોમાં ભાસે છે. આ એનો સ્વભાવ જ સ્વાતન્ત્ર્ય કહેવામાં આવે છે.

# છત્રીસ તત્ત્વો

કાશ્મીરની શૈવ પરંપરામાં છત્રીસ તત્ત્વોની વાત છે, જ્યારે વેદાન્તમાં પચ્ચીસ તત્ત્વોની વાત કરવામાં આવે છે. બન્ને વચ્ચે આ એક મોટો તફાવત છે. કાશ્મીરની શૈવ પરંપરા સમજવા માટે આ છત્રીસ તત્ત્વોનું જ્ઞાન હોવું બહુ જરૂરી છે. આ છત્રીસ તત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત થતાં જ કાશ્મીરની શૈવ પરંપરા સમજવા માટેનો આધાર પ્રાપ્ત થઈ જાય છે, એટલે ધ્યાનથી આ સમજી લેવું અગત્યનું છે.

## છત્રીસ તત્ત્વો

### પંચમહાભૂતો

(૧) પૃથ્વી (૨) જલ (૩) તેજ (૪) વાયુ (૫) આકાશ

છત્રીસ તત્ત્વોમાં પહેલાં પાંચ આ પંચમહાભૂતો આવે છે.

### પંચ તન્માત્રાઓ

(૧) ગંધ (૨)રસ (૩) રુપ (૪)સ્પર્શ (૫) શબ્દ.

પંચમહાભૂતો પછી પંચ તન્માત્રાઓ યાદ રાખવાની છે. આ છત્રીસે તત્ત્વો માટે વિગતે વાત આ છત્રીસ તત્ત્વો જણાવ્યા પછી કરીશું.

### પંચ કર્મેન્દ્રિયો

(૧) ઉપસ્થ (૨) વાયુ (૩) પાદ (૪) પાણિ (૫) વાક્

પંચમહાભૂતો પછી પંચ તન્માત્રાઓ અને ત્યાર પછીના ક્રમમાં પંચ કર્મેન્દ્રિયો આવે છે.

### પંચ જ્ઞાનેન્દ્રિયો

(૧)ઘ્રાણ (૨) રસના (૩) ચક્ષુ (૪) ત્વક્ (૫) શ્રોત્ર

પંચ કર્મેન્દ્રિયની વાત આવે એટલે સ્વાભાવિક રીતે જ પછી પંચ જ્ઞાનેન્દ્રિયો આવે. આ પંચ જ્ઞાનેન્દ્રિયો સાથે બધાં મળીને વીસ તત્ત્વો થયાં.

### અંતઃકરણ

(૧) માનસ (૨) બુદ્ધિ (૩) અહંકાર

અત્યાર સુધીના જે વીસ તત્ત્વો જોયાં તે બહારનાં હતાં હવે આ ત્રણ તત્ત્વો આંતરિક તત્ત્વો છે. ત્યાર પછીનાં બે તત્ત્વો નીચે પ્રમાણે છે : (૧) પ્રકૃતિ અને (૨)પુરુષ.

અહીં સુધીના તત્ત્વોની વાત વેદાંતમાં આવે છે. આ પચ્ચીસ તત્ત્વોની પછીના તત્ત્વોની વાત કાશ્મીરની શૈવ પરંપરાની છે. આ પચ્ચીસ તત્ત્વોને ઢાંકવા માટેના તત્ત્વોને છ કંચુકો કહેવામાં આવે છે.

**છ કંચુકો**

(૧) નિયતિ (૨) કાલ (૩) રાગ (૪) વિદ્યા (૫) કલા (૬)માયા

આ છ કંચુકોને કારણે બંધનનો અનુભવ થાય છે. અહીં સુધીનાં તત્ત્વોને અશુદ્ધ તત્ત્વો કહેવામાં આવે છે. અહીં વિદ્યાનો અર્થ આપણે જેને સમજીએ છીએ તે નથી.

**શુદ્ધ તત્ત્વો**

(૧) શુદ્ધ વિદ્યા (૨) ઈશ્વર (૩) સદાશિવ (૪) શક્તિ (૫)શિવ.

આમ બધાં મળીને છત્રીસ તત્ત્વો થાય છે. હવે આ છત્રીસ તત્ત્વોને સમજવાનો થોડો પ્રયત્ન કરીએ.

પરમેશ્વરને સમસ્ત વિશ્વના બીજ રૂપે જોવામાં આવે છે. આ છે કાશ્મીરની શૈવ પરંપરા પ્રમાણે શિવ તત્ત્વ. એ સ્વતંત્ર છે અને એના વિલાસને કારણે સ્પંદ ઉત્પન્ન થાય છે. પહેલાં જે પ્રકાશપ્રધાન શિવ તત્ત્વ હતું એમાંથી જ વિમર્શપ્રધાન શક્તિતત્ત્વ ઉત્પન્ન થાય છે. આમ દેખીતા બે તત્ત્વો બને છે. અને ખરેખર બન્ને એક જ તત્ત્વ છે. અને એટલે જ ઘણીવાર શક્તિતત્ત્વને અલગ તત્ત્વ તરીકે ગણવામાં નથી પણ આવતું.

આમ આ બે તત્ત્વોમાં પરમશિવ તત્ત્વની ચિત્ શક્તિ અને આનન્દ શક્તિની અભિવ્યક્તિ થાય છે સ્પન્દની ઉત્તર ગતિથી ઇચ્છા શક્તિની અભિવ્યક્તિ થાય છે.

**तत्र यदा अहमित्यस्य यदधिकरणं चिन्मात्ररूपं तत्रैवेदमंशमुल्लासयति, तदा तस्यास्फुटत्वात् सदाशिवता अहमिदमिति ।**

**(ई.प्र.वि. ३-१-२)**

આ ઇચ્છાશક્તિને શક્તિતત્ત્વનો વિકાસ પણ કહે છે.

સ્પન્દની ગતિની પછીની ભૂમિકામાં ભેદાભેદ દશાનો આવિર્ભાવ થાય છે. 'અહં' તત્ત્વ 'ઇદં' તત્ત્વ અને 'હું આ છું' એ તત્ત્વ.

આમ ત્રણ તત્ત્વો છુટાં પડે છે. સંવિત્ અર્થાત્ ચેતનાની આ અવસ્થાને સદાશિવ તત્ત્વ કહેવામાં આવે છે. આનાથી આગળની અવસ્થામાં પ્રમેયતાનું એટલે કે જ્ઞેયતાનું એટલે કે 'ઇદં' નો અંશ સ્ફુટ રૂપે ચમકે છે અને પ્રમાતૃતાનો

પ્રકાશ ઝાંખો પડે છે. આ અવસ્થાને ઈશ્વર તત્ત્વ કહેવામાં આવે છે. આ પ્રકારમાં સંવિત્‌નો પ્રકાશ 'આ હું છું' 'ઇદં અહં' એ રૂપ ધારણ કરે છે.

**बहिर्भावस्य क्रियाशक्तिमयस्य परत्वे उद्रेकाभासने सति पारमेश्वरं परमेश्वरशब्दवाच्यमीश्वरतत्त्वं नाम ।**

(ई.प्र.वि. ३-१-२)

સદાશિવ અવસ્થામાં 'અહં'નું પ્રાધાન્ય છે, જ્યારે ઇશ્વર અવસ્થામાં 'ઇદમ્'નું પ્રાધાન્ય છે સદાશિવ અવસ્થામાં જ્ઞાનશક્તિની અને ઇશ્વર અવસ્થામાં ક્રિયાશક્તિની અભિવ્યક્તિ માનવામાં આવે છે. શિવ તત્ત્વ બીજ છે તો ઇચ્છાશક્તિ અંકુર છે અને આ જ્ઞાન શક્તિ અને ક્રિયા શક્તિ એનાં બે દલ છે. શિવ એટલે પરિપૂર્ણ અને અસીમ શુદ્ધ પ્રકાશ સમજવાનો છે શિવ એટલે કૈલાસવાસી શિવ નહીં.

સદાશિવ દ્વારા પરમશિવની બહિર્મુખી લીલાનું કાર્ય નથી થતું. એ કાર્યને માટે ઈશ્વરતત્ત્વનો અવિર્ભાવ થાય છે. એ તત્ત્વમાં ક્રિયાશક્તિની અભિવ્યક્તિને કારણે એ વ્યવહાર અધિક સ્ફુટતાથી ચલાવી શકે છે. અને એટલે જ એના અધિષ્ઠાતાનું નામ ઈશ્વર છે.

**यस्तु सदाशिवभट्टारक ईश्वरभट्टारकश्च ध्येयोपास्यादिरूपतया स ब्रह्माविष्णुतुल्यः पृथगेव मन्तव्यो, न तु नामसारूप्याद्भ्रमितव्यम्।**

(ई.प्र.वि. ३-१-२)

વેદાન્તમાં પણ સૃષ્ટિ, સ્થિતિ, સંહાર વગેરેની કર્તૃતા ઈશ્વરમાં જ માનવામાં આવે છે. પણ વેદાન્તનાં ઈશ્વરને માયા નામની ઉપાધિ જ સ્થાન પ્રદાન કરે છે. બ્રહ્મ એના ઉપાધિના સંસર્ગથી જ ઈશ્વર પ્રતીત થાય છે.

**मायाबिम्बो वशीकृत्य तां स्यात् सर्वज्ञ ईश्वरः।**

(पं.द. १-१६)

**चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभाति सा ।**
**तच्छक्त्युपाधिसंयोगाद् ब्रह्मैवेश्वरतां व्रजेत् ॥**

(पं.द. ३-४०)

પોતાના નૈસર્ગિક સ્વભાવથી એ ઈશ્વર નથી. શ્રી શંકરાચાર્યે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે અવિદ્યા નામક ઉપાધિને ખસેડયા પછી કોણ કોનો ઈશ્વર ?

**तदेवमविद्यात्मकोपाधिपरिच्छेदापेक्षमैवेश्वरस्येश्वरत्वम् ।**

(ब्र.सू. शां.भा. २-१-१४)

**શુદ્ધ વિદ્યા કે સદ્‌વિદ્યા તત્ત્વ :-**

ઉપરથી નીચે આવતાં આ પાંચમું તત્ત્વ છે જેને શુદ્ધવિદ્યા કહેવામાં આવે છે. આ પાંચે તત્ત્વોને પાંચ શુદ્ધ તત્ત્વો કહેવામાં આવે છે. હવે પછીનાં તત્ત્વોને અશુદ્ધ તત્ત્વો કહે છે. શુદ્ધ વિદ્યા તત્ત્વ શુદ્ધ જ્ઞાન સાથે જોડાએલ તત્ત્વ છે. આ તત્ત્વમાં 'અહં' અને 'ઇદમ્' બન્નેની વચ્ચે ઐક્ય રહેલું છે. અહીં 'અહં' ઉપર કે 'ઇદમ્' ઉપર કોઈ પણ એક તત્ત્વ ઉપર ભાર મૂકવામાં આવતો નથી. આ તત્ત્વ જોડે ક્રિયા શક્તિ છે.

આ જ વાતને બીજી રીતે મૂકવી હોય તો એમ કહી શકાય કે સદાશિવ તત્ત્વમાં ચૈતન્ય પરમાનંદની મસ્તી હોય છે જ્યારે ઈશ્વર તત્ત્વમાં આત્મોકર્ષમાં પોતાને જ અન્ય તરીકે જોયા કરે છે. જ્યારે શુદ્ધ વિદ્યા તત્ત્વમાં થોડીવાર 'અહમ્'ને તો થોડીવાર 'ઇદમ્' ને એ રીતે તાક્યા કરે છે. અહીં થોડી ક્રિયા શક્તિનો ઉપયોગ દેખાય છે. અહીંથી સર્વ વસ્તુઓનું નિર્માણ થાય છે. ચૈતન્યશક્તિ દ્વારા પણ હજી આ પાંચે તત્ત્વો શુદ્ધ તત્ત્વો છે. હજી સંકુચિતપણાની શરૂઆત થઈ નથી. હજી સુધી 'અહમ્' અને 'ઇદમ્' છુટાં પડ્યા નથી એટલે જ અહીં સુધીનાં તત્ત્વોને શુદ્ધ તત્ત્વો કહેવામાં આવે છે. આ બન્ને છુટા પાડનાર શક્તિ માયા તત્ત્વ છે, જે હવે પછીનું તત્ત્વ છે.

**શુદ્ધ-અશુદ્ધ તત્ત્વો :-**

**માયા તત્ત્વ :-** છઠ્ઠું તત્ત્વ એ માયા તત્ત્વ છે. 'માયા' નો અર્થ મોહ-ભ્રમ (illusion). અહીં આપણે એને મૂળ વસ્તુને છુપાવનાર તત્ત્વ તરીકે વિચારીએ છીએ, જેને કારણે પૂર્ણત્વ જતુ રહે છે સંકુચિતતા સર્જાય છે. ચૈતન્ય તત્ત્વ જે એક જ છે એ અનેકરૂપે દેખાય છે. જ્યાં આકાર નથી ત્યાં આકાર પ્રગટ થાય છે. જે અનંત છે એ મર્યાદાવાળું દેખાય છે.

વેદાન્ત પણ માયા છે, જેને સત્ય કે અસત્ય કહેવામાં આવી નથી એને અનિર્વચનીય કહે છે. માયાને વેદાન્તમાં પરમાત્મા જોડે સાંકળવામાં આવતી નથી. કાશ્મીરની શૈવ પરંપરામાં માયાને એક તત્ત્વ તરીકે સ્વીકારવામાં આવે છે, જેને માયાશક્તિ તરીકે ઓળખાવવામાં આવે છે. પ્રલયના સમયે એ મૂળ તત્ત્વ શિવ તત્ત્વમાં સમાઈ જાય છે. એ ક્યારેય નથી હોતી એવું નથી બનતું. એ હોય છે પણ શિવ તત્ત્વમાં પ્રશાંત અવસ્થામાં.

માયા સર્વશક્તિઓને સંકુચિત કરે છે એ પરમ ચિતશક્તિને પણ સંકુચિત કરે છે અને અનુભવને મર્યાદિત કરે છે. એને કારણે માનસ અને વસ્તુ અસ્તિત્વમાં

આવે છે. સૃષ્ટિના સર્જન પછી પરમશિવ શાંત થાય છે ત્યારે માયા પોતાની શક્તિનો ઉપયોગ કરે છે. અને કંચુકોની અસર શરૂ થાય છે 'કંજ' શબ્દમાંથી આવેલ કંચુક શબ્દનો અર્થ બાંધનાર પણ થાય છે.

ચિત્, આનંદ, ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા એ પાંચેને માયા સંકુચિત કરે છે. શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર અને શુદ્ધ વિદ્યા સુધી જે અનંતપણાનો અનુભવ હતો, તે અહીં મર્યાદિત બને છે. સર્વવ્યાપકતા, સંપૂર્ણતા, સર્વજ્ઞતા, સર્વશક્તિમાનપણુ મર્યાદિત બની જાય છે અને કલા, વિદ્યા, રાગ, કાળ, નિયતિ અસ્તિત્વમાં આવે છે.

કલા :-

કળા તત્ત્વ એટલે મૂળમાંથી ટુકડો જુદો પાડવો. સર્વશક્તિમાનપણામાં ઉણપ આવવી. કળાકાર, સંગીતમાં કે સાહિત્યમાં આગળ વધતો જ જાય, વધતો જ જાય છતાં પણ અંતે અનુભવે કે આ પૂર્ણતા નથી. પૂર્ણત્વથી દૂર રાખે તે કળા, કળાકારમાં સર્જકતા હોય પણ સર્જકતામાં પૂર્ણતા ન હોય.

વિદ્યા :-

વિદ્યા શબ્દ 'વિદ્' ધાતુ ઉપરથી આવ્યો છે 'વિદ્' એટલે જાણવું. આ વિદ્યા તત્ત્વને કારણે સર્વજ્ઞતા આવતી નથી. જ્ઞાન પણ અધુરું જ રહે છે તે આ વિદ્યા તત્ત્વને કારણે. આપણે સામાન્ય રીતે વિદ્યા શબ્દનો જે અર્થ કરીએ છીએ તે આ અર્થ નથી. શિવસૂત્રમાં એક સૂત્ર છે.

**ज्ञानं बन्धः ।**

એટલે કે અધુરું જ્ઞાન બંધનનું કારણ બને છે.

રાગ :-

રાગ શબ્દ 'રંજ' ધાતુ ઉપરથી આવે છે જેને કારણે લાગણી, રસ પેદા થવો, ઇચ્છા થવી એ અર્થ છે. આ રાગને કારણે સંપૂર્ણતા નથી આવતી. અમુક જ વસ્તુ માટે પ્રેમ જાગૃત થાય અને બાકીની વસ્તુઓ માટે ન થાય. એવું આ રાગ તત્ત્વને કારણે બને છે.

કાળ :-

શાશ્વતપણાને જે મર્યાદિત કરે છે તે કાળ, એને કારણે જ ક્રમની ઉત્પત્તિ થાય છે. એને કારણે જ ઉત્પન્ન થાય છે અને નાશ થાય છે સમયના ખંડ પડે છે. જેને કારણે ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યનું નિર્માણ થાય છે.

નિયતિ :-

નિયતિ શબ્દ 'નિ+યમ્' ઉપરથી બને છે. જેને કારણે નિયમસર બને છે, જે અટકાવે છે. એ સ્થળ અને કારણ ઉપર પ્રભુત્વ ભોગવે છે. એ અમુક કારણને અમુક અસર સાથે જોડે છે.

પુરુષ અને પ્રકૃતિ આ માયા અને કંચુકોને કારણે અસ્તિત્વમાં આવે છે. આને કારણે જ 'અહમ્' અને 'ઇદમ્' સંપૂર્ણતયા છુટા પડી જાય છે. અને પોતપોતાના અસ્તિત્વને સ્વીકારીને બેસે છે. માનસ અને વસ્તુ બન્ને આ જ કારણથી કાયમને માટે છુટા પડ્યા હોય એમ વર્તે છે.

શિવતત્ત્વ તો સંપૂર્ણ જ છે છતાં એ આ કાર્ય માયાને અને કંચુકોને સોંપે છે જેને લીધે ભ્રમ ઊભો થાય છે. આ માયા અને કંચુકોને લીધે જ એ બધું ભૂલી જાય છે એની સર્વજ્ઞતાને, એના સર્વવ્યાપીપણાને, એના સર્વશક્તિમાનપણાને વગેરેને. અને હવે એ પુરુષ બને છે. પુરુષનો અર્થ મનુષ્ય નથી. પુરુષનો 'અણુ' તરીકે પણ ક્યારેક ઉલ્લેખ કરવામાં આવે છે, એની અલ્પતાને કારણે.

પુરુષ એના આગલા અનેક જન્મોના સંસ્કારોને જાળવી રાખે છે અને અનેક જન્મો ધારણ કરે છે. પુરુષ અને પ્રકૃતિનું સહઅસ્તિત્વ હોતું નથી, માયાને કારણે, ભ્રમને કારણે પુરુષ પોતાના શરીર જોડે અથવા અમુક ચોક્કસ વસ્તુઓ જોડે ઐક્ય અનુભવે છે, જે પાછી પ્રકૃતિની નીપજ છે. પણ આ પુરુષ સમસ્ત વિશ્વ જોડે ઐક્ય અનુભવતો નથી. એની સર્વજ્ઞતા અને એનું સર્વશક્તિમાનપણું મર્યાદિત કરી દેવામાં આવેલ છે. વિશ્વની જોડેની ઐક્યતા વિસારી દેવામાં આવેલ છે.

પરમશિવ અને આ પુરુષમાં આ સૌથી મોટો તફાવત છે. આ ચિત્ અને ચિતિ વચ્ચેનો તફાવત. પરમશિવમાંથી જીવનું પ્રગટ થવું તે આ. આ બધું બને છે તે માયા અને કંચુકોને કારણે, સંપૂર્ણતામાંથી અપૂર્ણતા.

ઉપર જે આપણે 'અહમ્' અને 'ઇદમ્'ની વાત કરી તે હવે 'પુરુષ' અને 'પ્રકૃતિ' બને છે. આ પુરૂષને જ જીવ, અણુ, પશુ, નર, માયા, પ્રમાતા વગેરે કહેવામાં આવે છે. સમસ્ત વિશ્વ આ 'ઇદમ્' માં એ રીતે હોય છે કે જે રીતે મોરના પીંછા જેવી રીતે મોરના ઇડાના રસમાં હોય છે. આ 'ઇદમ્' એ સમસ્ત બ્રહ્માંડનો આકાર છે. આ પ્રપંચ વિકાસની અવસ્થામાં આ પુરૂષ ક્યારેક શૂન્યને, ક્યારેક પ્રાણને, ક્યારેક અંત:કરણને તો ક્યારેક શરીરને પોતે છે એટલે કે 'અહમ્' છે એમ સમજે છે.

પરમશિવમાં ત્રણ શકિતઓ જે જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને માયા શક્તિ રહેલી છે તે હવે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપે પ્રગટ થાય છે. આ ત્રણે ગુણ

લોકવ્યવહારમાં પુરુષના સુખ, દુ:ખ અને મોહ બને છે. આ બધું ભેદ દૃષ્ટિનું પરિણામ છે. અભેદ દૃષ્ટિથી જોનારા પ્રમાતાને પતિ કહે છે અને ભેદદૃષ્ટિથી જોનારાને પશુ કહે છે.

**स्वाङ्गरूपेषु भावेषु पत्युर्ज्ञान क्रिया च या ।**
**मायातृतीये त एव पशोः सत्त्वं रजस्तमः ॥**

**(ई.प्र. ४-१-४)**

કેટલીક વિશેષ પરિસ્થિતિઓમાં એને અંશત: પોતાની સત્તાના આનન્દનો આભાસ થાય છે અને અંશત: એના અભાવનો પણ આભાસ થાય છે.

પોતાના મમત્વને પાત્ર પોતાના પુત્રને જોઈને આભાસ તો થાય પણ જોઈએ છે તેવી એની પરિસ્થિતિ નહીં હોવાને કારણે અભાવનો પણ આભાસ થાય એ પોતાના પુત્રને સ્વસ્થ, કલ્યાણયુકત, અને સુખસમૃદ્ધિની દશામાં જોવા ઇચ્છે છે પણ જુએ છે તો એ રોગી, દીન, હીન વગેરે શોચનીય દશામાં, આવી અનુભૂતિમાં એને પોતાના પ્રિયપુત્રના આભાસને કારણે પોતાની સત્તાનો આનન્દ તો થાય છે પણ જેવો જોઈએ તેવો નથી થતો. એટલે કે આનન્દ અને અભાવ બન્નેનો અનુભવ એક સાથે થાય છે. આમ સત્ત્વગુણ અને તમોગુણનું સંયુકતરૂપ રજોગુણ બની જાય છે.

**सत्तानन्दः क्रिया पत्युस्तदभावोऽपि सा पशोः ।**
**द्वयात्मा तद्रजो दुःखं श्लेषि सत्त्वतमोमयम् ॥**

**(ई.प्र. ४-१-६)**

**અંત:કરણ :-** હવે ત્રણ તત્ત્વો જે અંત:કરણ કહેવાય છે એ માનસ, બુદ્ધિ અને અહંકારને માટે થોડું વિચારીએ.

**માનસ :-** માનસને સંસ્કૃતમાં 'સંકલ્પસાધન' કહે છે, જેના દ્વારા વિચાર જન્મે છે. આ વિચાર કોઈ પણ, હોઈ શકે, દા.ત. 'હું ત્યાં જાઉં છું', આ મેં કર્યું છે.' પેલું મેં કર્યું છે' વગેરે આ માનસનું કાર્ય છે.

**બુદ્ધિ :-** બુદ્ધિનું કાર્ય એ છે કે, 'આ હું કરું કે ના કરું ?' એનો નિર્ણય કરવાનું. 'આ નીતિ મુક્ત છે કે નહી? એ બુદ્ધિ નક્કી કરે છે. 'મારો આ નિર્ણય યોગ્ય છે કે નહીં?' એનો જવાબ બુદ્ધિ આપે છે. 'હા, કરવું જોઈએ મારે' કે 'ના આ કાર્ય મારે ન કરવું જોઈએ' એ નિર્ણય બુદ્ધિ કરે છે.

**અહંકાર :-** અહંકાર તત્ત્વ વસ્તુ જોડે જોડાએલ છે. આ અહંકારને કારણે કોઈ કાર્ય કે જ્ઞાન પોતાની જોડે જોડાય છે. 'આ કાર્ય, મેં કર્યું છે, અને મારે આમ

જ કરવું જોઈએ, 'મેં ઉત્તમ કાર્ય કર્યું છે'. આ બધું અહંકારને કારણે બને છે. આ બધું સંકુચિત 'અહમ્' અને સંકુચિત 'ચિતિ'ને કારણે બને છે અને પરિણામે કોઈ વસ્તુ જોડે જોડાવાનું થાય છે.

આ અહંકારને મદદરૂપ થવા માટે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પ્રયત્ન કરે છે. જ્ઞાનેન્દ્રિયો અશુદ્ધ વિદ્યા, અને કર્મેન્દ્રિયો એની કલાઓની સહાયક બને છે. આ બધાં જ કરણ પુરુષના ભિન્ન ભિન્ન પ્રકારના સામર્થ્ય છે. અને એના ભિન્ન ભિન્ન વ્યવહારોના સાધન બને છે.

**પંચ જ્ઞાનેન્દ્રિયો :-**

**શ્રોત્ર :-** શબ્દ અને શબ્દાત્મક વિષયના પ્રતિબિમ્બને ગ્રહણ કરે છે અને એને બુદ્ધિને સોંપે છે. શ્રોત્ર પુરુષનું સાંભળવાનું સામર્થ્ય છે. એ સુક્ષ્મ શરીરમાં પણ સાથ આપે છે. બધી જ ઇન્દ્રિયો સુક્ષ્મ અને સ્થુળમાં રહે છે. અને એટલે જ જીવ બધા વિષયોને ગ્રહણ કરી શકે છે.

**ત્વક્ :-** ઠંડું, ગરમ, કોમળ કે કઠણ વગેરે સ્પર્શ દ્વારા જાણવાના પુરુષના સામર્થ્યને ત્વક્ કહે છે. આ ઇન્દ્રિય શરીરના બધા જ અંગોમાં રહે છે.

**ચક્ષુ :-** રુપ, વર્ણ આકાર વગેરે જાણવાના પુરુષના સાધનને ચક્ષુ કહેવામાં આવે છે. આ ઇન્દ્રિય આંખોની કીકીઓમાં રહે છે.

**રસના :-** ખાટો, મીઠો, કડવો વગેરે સ્વાદ જેના દ્વારા પુરુષને ખબર પડે છે એને રસના કહેવામાં આવે છે. આ રસના જીભમાં આગળના ભાગમાં રહે છે.

**ઘ્રાણ :-** ગંધને જાણવા માટેના પુરુષના સામર્થ્યને ઘ્રાણેન્દ્રિય કહે છે. એ નાકના છિદ્રના અગ્રભાગમાં હોય છે.

આ પાંચે ઇન્દ્રિયો વિષયોના પ્રતિબિમ્બોને લઈને બુદ્ધિને સોંપી દે છે. બુદ્ધિ એ પ્રતિબિમ્બોને વિશેષ આકાર દ્વારા પ્રગટ કરે છે. અને પુરુષ પોતાની ક્ષુદ્ર ચેતના દ્વારા એ પ્રતિબિમ્બોને નિર્વિકલ્પને સવિકલ્પ આકારોને વિષયના રૂપમાં જાણી લે છે. પુરૂષના આ સંકુચિત જ્ઞાન સામર્થ્યને અશુદ્ધ વિદ્યા કહેવામાં આવે છે.

**પંચ કર્મેન્દ્રિયો :-**

પુરૂષની કલામાં ઉપયુકત થનારી ઇન્દ્રિયો કર્મેન્દ્રિયો કહેવાય છે.

**વાક્ :-** વાક્ એ બોલવાનું સાધન બને છે. સ્થૂળ શરીરમાં એ મુખમાં રહે છે. પ્રાણવાયુના આઘાતથી એ અભિવ્યક્તિ પામે છે. આ નાદાત્મક વાક્‌ને વૈખરી વાણી કહેવામાં આવે છે. મધ્યમા, પશ્યન્તી અને પરાનામક વાણીઓ આ વાક્ ઇન્દ્રિયના અધિકારની બહારની વાણીઓ છે. વાક્ તથા બીજી ચારે ઇન્દ્રિયો જીવને

સુક્ષ્મ શરીરમાં પણ સાથ આપે છે. એટલે જ સુક્ષ્મ શરીરમાં રહેતો હોવા છતાં પણ જીવ કલાના બધાજ વ્યાપારો કરી શકે છે.

**પાણિ :-** પુરુષના ગ્રહણ કરવાની ક્રિયાનાં સામર્થ્યને પાણિ ઇન્દ્રિય કહે છે. એનું મુખ્ય સ્થાન હાથ છે. પણ પુરુષનું આ સામર્થ્ય અંશત: બીજા અંગોમાં પણ હોય છે. એટલે જ પ્રાણી બગલમાં, મોઢામાં, બે પગની વચ્ચે દબાવીને હડપચી અને ગળાની વચ્ચે પકડીને ગ્રહણ કરી શકે છે. બધા જ પક્ષીઓ મોઢાથી (ચાંચથી) ગ્રહણ કરે છે. હાથી સૂંઢથી ગ્રહણ કરે છે. આ બધા જ સ્થાનોમાં પાણિ નામની ઇન્દ્રિયનું અવસ્થાન રહેલ છે.

**પાદ :-** અહીં તહીં જવા માટે, ચાલવા માટે, ફરવા માટે, ઉછળવા માટે, કૂદવા માટે, ફેલાવા માટે, સંકોચાવા માટે વગેરે અનેક ક્રિયાઓ જેના વડે થાય છે તેને પાદ કહેવામાં આવે છે. આ ઇન્દ્રિયનું મુખ્ય સ્થાન પગ છે. પરંતુ પક્ષીઓ પાંખોથી ઊડે છે. જળના જન્તુઓ બીજા જ પ્રકારે ગતિ કરે છે. લૂલા લંગડા ઘૂંટણથી, હાથથી ગતિ કરે છે. સાપ વગેરે પેટથી ચાલે છે. આ બધા જ અંગોમાં ગમન કરવા માટેની પાદ ઇન્દ્રિય રહેલી છે.

**પાયુ : -** મળત્યાગ માટે વિસર્જન માટેના સાધનને પાયુ નામની ઇન્દ્રિય કહેવામાં આવે છે. એનું મુખ્ય સ્થાન ગુદા છે. પણ મૂત્રત્યાગ જનનેન્દ્રિયથી જ થાય છે. નાક, આંખ, મુખ, ત્વચાના છિદ્રો વગેરે દ્વારા પણ મળત્યાગ થાય છે.આ બધામાં મળ ઉત્સર્ગનું સામર્થ્ય રહેલું છે. પણ પાયુ એનું મુખ્ય કેન્દ્ર છે.

**ઉપસ્થ :-** વિષય-આનન્દને અભિવ્યક્ત કરવાની ક્રિયા માટેનું સાધન ઉપસ્થ બને છે. એનું પ્રમુખ સ્થાન જનનેન્દ્રિય છે પણ મુખ, છાતી, ઓષ્ઠ, આંખ, ત્વચા વગેરેમાં પણ અંશત: આ સામર્થ્ય રહેલું છે. એટલે કે આ બધા જ અંગોમાં આનન્દ નામક ઉપસ્થ ઇન્દ્રિય રહેલી છે.

**તન્માત્ર :-** તન્માત્ર શબ્દોનો અર્થ છે 'ફક્ત આટલું જ' ઇન્દ્રિયો એકલી કે અહંકાર સાથે કે એકલો અહંકાર કંઈ કરી શકે નહીં એને કોઈ વસ્તુની જરૂર પડે છે. આંખ અને અહંકાર બન્ને ભેગાં થાય અને કોઈ વસ્તુને જુએ તો જ એનો કંઈ અર્થ સરે. કોઈ અવાજ થાય તો ઇન્દ્રિયો એને ગ્રહણ કરીને અંદર લઈ જાય. એટલે અવાજ વગર ઇન્દ્રિયોનો ઉપયોગ ન થઈ શકે.

એટલે મનને સાંભળવાની ઇચ્છા થાય તો સામે અવાજ હોવો જરૂરી છે. અવાજની હાજરી જરૂરી છે અને એટલે જ અહંકારમાંથી આ આકાર ધારણ કરે છે. અહંકારની ઉત્પત્તિ આમ (૧) માનસ જ્ઞાનેન્દ્રિયો (૨) કર્મેન્દ્રિયો અને (૩) તન્માત્રા એમ ત્રણ દ્વારા થાય છે. આ પોતાની જાતે અસ્તિત્વ ધરાવતા નથી.

આ પાંચ તન્માત્ર પાંચ મહાભૂતો સાથે જોડાએલ છે. ગંધ તન્માત્ર પૃથ્વી તત્ત્વ જોડે જોડાએલ છે, આ ગંધ એનું સ્થાન છે, ગંધનું સ્થાન ગંધ તન્માત્ર છે. એના પછી રસ તન્માત્ર એ જળ તત્ત્વ જોડે જોડાએલ છે. રસનું સ્થાન રસતન્માત્ર છે. રૂપ તન્માત્ર તેજસ્ તત્ત્વ જોડે જોડાએલ છે.

રુપ એટલે આમ તો આકાર થાય પણ અહીં આપણે આકાર અર્થ નથી કહેતા. એ આકારનું રુપનું સ્થાન કહીયે છીએ. અને આ સ્થાનને રુપ તન્માત્ર કહીએ છીએ. સ્પર્શ તન્માત્ર વાયુ તત્ત્વ જોડે જોડાએલ છે. એ સ્પર્શનું સ્થાન છે, જેને આપણે સ્પર્શ તન્માત્ર કહીએ છીએ, શબ્દ તન્માત્ર આકાશ તત્ત્વ જોડે જોડાએલ છે. આ શબ્દનું સ્થાન છે જેને આપણે શબ્દ તન્માત્ર કહીએ છીએ.

**પંચમહાભૂત :-** પંચમહાભૂતોમાં આપણે શરૂઆતમાં જોયું એમ (૧)આકાશ (૨) વાયુ (૩) (અગ્નિ) તેજસ્ (૪) જળ અને (૫) પૃથ્વી એમ પાંચ તત્ત્વો રહેલાં છે. પરમશિવમાંથી નીચે ઉતરતાં ઉતરતાં છેલ્લે આ પાંચ તત્ત્વો આવે છે. આ પાંચ તત્ત્વો અને પાંચ તન્માત્રના એકબીજા સાથેના જુદા જુદા સંયોજનો દ્વારા આ આખીય સૃષ્ટિનું નિર્માણ થયું છે જેના દ્વારા આપણે અનેક પ્રકારના અનુભવો કરીએ છીએ.

એક જ અવાજ સતત સાંભળ્યા કરીએ કે એક જ સુગંધ સતત આવ્યા કરતી હોય કે એક જ દૃશ્ય સતત દેખાયા કરતું હોય તો ધીમે ધીમે આપણું ધ્યાન એમાંથી ચાલ્યું જાય છે. જ્યાં સુધી એમાં પરિવર્તન નથી આવતું ત્યાં સુધી આપણું લક્ષ ત્યાં કેન્દ્રિત થતું નથી. અને જો એ રીતે આપણું ધ્યાન સતત બહાર ન રહે તો આ આખાયે પ્રપંચનો કોઈ અર્થ રહેતો નથી. આ પ્રપંચ સાર્થક બને એટલા માટે નવાં નવાં સંયોજનો આ મહાભૂતો દ્વારા અને તન્માત્ર દ્વારા સતત થયા કરતાં હોય છે. એક વિધતા આપણને કંટાળો આપી આપણા લક્ષને અંદર વાળી લે છે.

એ આ એકવિધતા દૂર કરવા માટેનું આ પંચમહાભૂતો અને તન્માત્રનું પ્રદાન ઘણું મોટું છે. રંગ જ લઈએ તો લીલા રંગના કેટલા બધા પ્રકારો નજર સમક્ષ આવે. મૂળ ત્રણ રંગ લાલ, પીળો ને વાદળી એના કેટલાં સંયોજનો થાય. સ્વરનાં પણ કેટલાં બધાં અગણિત સંયોજનો થાય છે આપણને પકડવા માટે. આમ છત્રીસ તત્ત્વો પોતપોતાનો ભાગ ભજવે છે. આ સમગ્ર પ્રપંચમાં કાશ્મીર શૈવ સંપ્રદાયમાં આ એક પાયાની વાત ગણવામાં આવે છે.

# ત્રણ પ્રકારના મળ

કાશ્મીરની શૈવ પરંપરામાં ત્રણ પ્રકારના મળની વાત આવે છે. આ મળ એટલે મલીનતા, અશુદ્ધિ, મળ એટલે અજ્ઞાન.

**मलमज्ञानमिच्छन्ति संसाराङ्कुरकारणम् ।** (मा. वि. तं. १-२३)

શૈવ દર્શનમાં અજ્ઞાન જ્ઞાનના અભાવને નથી કહેતા. અધુરા કે સંકુચિત જ્ઞાનને કહેવામાં આવે છે. એટલે જ્ઞાનસંકોચ જ મળ કહેવાય છે.

**अज्ञानमिति न ज्ञानाभावश्चातिप्रसङ्गतः ।**
**स हि लोष्टादिकेऽप्यस्ति न च तस्यास्ति संसृतिः ।।**
**अतो ज्ञेयस्य तत्त्वस्य सामस्त्येनाप्रथात्मकम् ।**
**ज्ञानमेव तदज्ञानं शिवसूत्रेषु भाषितम् ।।**

(तं. आ. १-२५-२६)

આત્મા એટલે કે પ્રમાતાનું સ્વરૂપ, અસીમ, શુદ્ધ, અસંકુચિત, પરિપૂર્ણ અને સર્વથા સ્વતન્ત્ર સંવિત જ હોય છે. એ સ્વાતંત્ર્યને કારણે જ સર્વ કાંઈ જાણવા માટે અને કરવા માટે સ્વતંત્ર અને સમર્થ હોય છે. બધું એ પોતે જ છે. એનાથી ભિન્ન કોઈ વસ્તુ નથી. વિશ્વભરની જે કોઈ ક્રિયાઓ છે તે બધી જ એની ક્રિયાઓ છે. એટલે જ એ પૂર્ણ કર્તા છે. એ સીમિત અને સંકુચિત કર્તા નથી અને છતાં પોતાના વિલાસ અને ઉમંગોમાં ઝૂમતાં ઝૂમતાં પોતાના સ્વભાવને સંતાડે છે અને પોતાને ઓળખવાનો ભાવ પ્રગટ કરે છે એને આ પ્રકારનો સ્વાદ લેવો ગમે છે.

અને આટલા માટે એ પોતાની પ્રકાશરૂપતા, વિમર્શરૂપતા, અદ્વૈતરૂપતા અને પૂર્ણ કતૃત્વને વિલાસપૂર્વક ભૂલાવી દે છે અને આ કારણથી એના જ્ઞાનનો સંકોચ થાય છે અને એના આ જ્ઞાનના સંકોચને મળ કહેવામાં આવે છે, જેને અજ્ઞાન એટલે કે અપૂર્ણજ્ઞાન કહેવામાં આવે છે.

ઉપર કહ્યા પ્રમાણેના ત્રણ મળ માયામાં રહેલા છે. એ ત્રણે મળ સ્વાતંત્ર્ય શક્તિમાં નથી હોતા. સ્વાતંત્ર્ય શક્તિ એ એવી શક્તિ છે જે ઉર્ધ્વ ગતિ કરી શકે છે. અને અધોગતિ પણ કરી શકે છે. માયા શક્તિ માત્ર અધોગતિ કરી શકે છે. વળી સ્વાતંત્ર્ય શક્તિ અને માયા શક્તિ આમ બન્ને એક જ છે. છતાં બન્નેમાં આ મૂળભૂત ફરક છે. આ બધો ફરક દષ્ટિના ફરકને કારણે થાય છે.

આ ત્રણ મળ આ પ્રકારે છે. સ્થૂળમળ, સુક્ષ્મમળ અને આણવમળ. સ્થૂળમળને કાર્મમળ કહેવામાં આવે છે. એનો સંબંધ કર્મ જોડે છે. આ મળને કારણે વ્યક્તિ અનુભવે છે કે, 'હું સુખી છું, હું દુઃખી છું. મને દુઃખ થઈ રહ્યું છે. હું મહાન માણસ

છું, હું ખરેખર નસીબદાર માનવી છું,' વગેરે. આ બધું એ પોતાના સીમિત જ્ઞાન દ્વારા અનુભવે છે. આ કાર્મમળ એટલે શુભાશુભવાસના, સુખ અને દુ:ખની અનુભૂતિ.

બીજો જે મળ છે એને માયીયમળ કહેવામાં આવે છે. આ મળ જ્ઞાનમાં ભેદ ઉત્પન્ન કરે છે. આ અવિદ્યાને કારણે બને છે. આ સૂક્ષ્મ અશુદ્ધિ છે. 'આ ઘર મારું છે, પેલું ઘર મારું નથી. આ મારો મિત્ર છે, પેલો મારો શત્રુ છે, આ મારી પત્ની છે, પેલી મારી પત્ની નથી, વગેરે વિચારો માયીયમળને કારણે જન્મે છે. માયીય મળ દ્વૈતને જન્માવે છે. હું અને બીજા જુદા છે એ ભાવ જન્માવે છે. આને કારણે જ તમે અનુભવો છો કે તમારી પાસે છે એ બીજા પાસે નથી, એ જુદું છે. આને કારણે જ શિવ અનેકરૂપ ધારણ કરી શકે છે.

ત્રીજો મળ છે તે આણવ મળ છે. આ મળમાં પ્રમાતા પોતાના કતૃત્વને ભૂલતો નથી. એ પોતાને શૂન્ય આદિ જડ વસ્તુ સમજે છે, અને પોતાની અંદર કતૃત્વનો અનુભવ કરે છે. આ મળને કારણે પ્રમાતા અપૂર્ણતા અનુભવે છે, આને કારણે જ અભિલાષા જાગૃત થાય છે, પૂર્ણત્વ મેળવવાની કોઈ વસ્તુ પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય એનો અર્થ એ કે એ વસ્તુ પ્રમાતા પાસે નથી. આ જે ભાવના કે મારી પાસે ફલાણી વસ્તુ નથી એ આણવમળને કારણે થાય છે.

# ઉપાયો

ઉપાય એટલે શું ? ઉપાય શબ્દનો અર્થ કાશ્મીર શૈવ પરંપરામાં માર્ગ કે જેના દ્વારા Individiaul Consciousnessમાંથી universal couciousnessમાં પ્રવેશી શકાય એવો થાય. આ શૈવ પરંપરા પ્રમાણે universal consciousnessમાં પ્રવેશવા માટે ત્રણ ઉપાયો છે. શાંભવોપાય ઉત્તમ ઉપાય, શાક્તોપાય મધ્યમ ઉપાય અને આણવોપાય કનિષ્ટ ઉપાય.

## શાંભવોપાય

આ શાંભવોપાય જે ઉત્તમ ઉપાય છે તેને માટે માતૃકાચક્ર, પ્રત્યાહાર અને પ્રતિબિમ્બવાદ છે. માલિનીવિજયોત્તરતંત્રમ્‌માં શાંભવોપાય માટે લખે છે' જે પોતાની વિચારશૂન્યતા ટકાવી રાખે છે તે.' સાધક જે તે ગુરુના અનુગ્રહને કારણે અને સતત વિચારશૂન્યતામાં રહેવાના કારણે ટ્રાન્સેન્ડેન્ટલ કોનશ્યસનેસમાં પ્રવેશે છે અને જ્યાં એ જુએ છે કે સમગ્ર વિશ્વ વાક્યોમાંથી જન્મ્યું છે અને વાક્યો શબ્દોમાંથી જન્મ્યા છે અને શબ્દો માતૃકાઓમાંથી જન્મ્યા છે અને એમાંથી **अहं** જે પરમ શિવ છે. અહીં એ અનુભવે છે કે સમગ્ર વિશ્વ એની પોતાની consciousnessમાં પ્રતિબિંબાય છે અને આ સમગ્ર આંતરિકપણાથી પ્રતિબિંબાય છે બહિર્‌પણાથી નહીં.

શાંભવોપાયને ઈચ્છોપાય પણ કહેવામાં આવે છે, કારણ કે એની શરૂઆત ઈચ્છા શક્તિમાંથી થાય છે આને અભેદોપાય પણ કહેવામાં આવે છે. આ ઉપાયમાં શરીર દ્વારા, મનના દ્વારા, બુદ્ધિ દ્વારા કે પ્રાણના દ્વારા કોઈ પણ સાધના કરવામાં આવતી નથી. આ બધી જ સાધનાઓની ક્રિયાઓને શાંત કરીને ચિત્તને સર્વથા નિશ્ચલ કરીને એની આ નિશ્ચલતાનો ખૂબ અભ્યાસ કરવામાં આવે છે. આ પ્રમાણે ચિત્તના વિકલ્પો શાંત થઈ જવાથી શુદ્ધ ચેતનાનો પ્રકાશ સ્વયમેવ, ચિત્તની સહાયતા વગર જ, ચમકતો સાક્ષાત્કારનો વિષય બની જાય છે. આમ તો એ પોતાને જ પોતાના દ્વારા અપરોક્ષતાથી સાક્ષાત જાણવા લાગે છે.

આ સાક્ષાત્કારનો કર્તા, કર્મ અને કરણ બધું જ પોતે બની રહે છે. વાયુની હાજરીમાં બળતો દીવો જેમ પોતાનામાં જ સ્થિત રહે છે તેમ પોતાનામાં જ સ્થિત થઈ જાય છે. આને શામ્ભવોપાય કહે છે. આ ઉપાયમાં ચિત્ત દ્વારા કંઈ થતું નથી. ચિત્તનો તો લય થઈ જાય છે. આત્મદેવ પોતે પોતાની ઈચ્છાથી જ આનો અભ્યાસ કરે છે.

આચાર્ય અભિનવગુપ્ત તંત્રાલોક ૧૩:૧૫૯ માં કહે છે,

स्वमुक्तिमात्रे कस्यापि
यावद्विश्वविमोचने ।
प्रतिबोधेति खद्योत-
रत्नतारेन्दुसूर्यवत् ॥

આગિયો ફક્ત પોતાને માટે પ્રકાશે છે, રત્નો માત્ર પોતાને માટે નથી પ્રકાશતાં પણ થોડાક બીજા માટે પણ પ્રકાશે છે, તારાઓ એનાથી વધારે માટે પ્રકાશે છે, ચંદ્ર એનાથી પણ વધારે માટે પ્રકાશે છે જ્યારે સૂર્ય આખાયે વિશ્વ માટે પ્રકાશે છે.

શાંભવોપાયમાં સ્થિર થયેલ શૈવ યોગી સમસ્ત વિશ્વ માટે પ્રકાશે છે.

## શાક્તોપાય :

શાક્તોપાય એ ઉપાય છે જેમાં શક્તિનો ઉપયોગ છે. શાક્તોપાયને જ્ઞાનોપાય કહેવામાં આવે છે. એની શરૂઆત જ્ઞાનશક્તિમાંથી થાય છે. અહીં સાધકની અગત્ય ઘણી વધારે છે. કારણ એ ગુરુના અનુગ્રહને અપનાવી લેવા માટે સદા તત્પર રહેવો જોઈએ. એણે જાગૃત અવસ્થાની ઘણી જ શક્તિ દ્વારા ગુરુના ચરણો સુધી પહોંચવાનું છે. ગુરુના ચરણો સુધી એટલે ભૌતિક ચરણો નહીં.

શાક્તોપાયમાં મંત્રજાપ કરવાનો હોતો નથી, કે શ્વાસનો ઉપયોગ પણ કરવાનો નથી, કે કોઈ અમુક બિંદુ ઉપર ધ્યાનને પણ કેન્દ્રિત કરવાનું નથી. શાક્તોપાયમાં બે કાર્યોની વચ્ચેની અકાર્ય અવસ્થા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાનું છે. વિજ્ઞાન ભૈરવમાં કહ્યું છે તેમ **मध्यमं समाश्रयेत् ।**

શાક્તોપાયમાં કોઈ પણ બે કાર્યો કે બે વિચારો વચ્ચેની અવસ્થાની વાત છે. આમ કરવાથી યોગી જાગૃત અવસ્થાની તીવ્ર ગતિને પ્રાપ્ત કરે છે. આ જાગૃતાવસ્થા ઢીલી પડવી ન જોઈએ. જો એમાં એ ઢીલ અનુભવશે તો શાક્તોપાયમાંથી દૂર થઈ જશે અને આણવોપાયમાં ચાલ્યો જશે એની આ જાગૃત અવસ્થામાં સાતત્યની ઘણી અગત્યતા છે. આ સાતત્યને કારણે જ બે કાર્યો કે વિચારોની વચ્ચેની સત્યતાનો એ અનુભવ કરી શકશે. જાગૃત અવસ્થા અને સ્વપ્નાવસ્થા એ બન્નેની વચ્ચે પણ એ ધ્યાન કેન્દ્રિત કરી શકે છે. એક શ્વાસ અને બીજા શ્વાસની વચ્ચે પણ એ ધ્યાન કેન્દ્રિત કરી શકે છે.

આ શાક્તોપાયને જ્ઞાનયોગ, શાક્તયોગ, ભાવનોપાય તરીકે પણ ઓળખવામાં આવે છે.

## આણવોપાય :

આણવોપાય એ અણુ જોડે જોડાએલ છે, એટલે કે વ્યક્તિ. આણવોપાયમાં ઉચ્ચાર એટલે કે શ્વસનપ્રક્રિયા, કરણ, ધ્યાન અને સ્થાન પ્રકલ્પના ઉપર એકાગ્રતા કરવાની હોય છે.

ઉચ્ચારનો અર્થ શ્વાસ થાય છે. શ્વાસ ઉપર એકાગ્રતા કેળવવાની છે. કરણ એટલે કે ઈન્દ્રિય. કોઈ એક જ બિંદુ ઉપર એકાગ્રતાથી આંખનો પલકારો માર્યા વગર જોયા કરવું. એક સમય આવે છે જ્યારે એ બિંદુ અદશ્ય થઈ જાય છે. અને એના કેન્દ્રમાં ઊતરી જવાય છે. કોઈ અવાજ ઉપર પણ એ રીતે એકાગ્રતા કરી શકાય. પાંચે ઇંદ્રિયો દ્વારા આ થઈ શકે.

ધ્યાનમાં તમે તમારા હૃદયમાં કમળની કલ્પના કરી એના ઉપર ધ્યાન કરી શકો છો. કોઈ મંત્રના અર્થ ઉપર પણ ધ્યાન ધરી શકાય. આ આણવોપાયમાં ઉપરની કક્ષા છે. એમાં કોઈ આકાર જેવું કાંઈ નથી. આ ધ્યાન સાથે ઉચ્ચાર અને કરણને પણ જોડી શકાય.

સ્થાન પ્રકલ્પના એટલે કોઈ એક સ્થળ. એમાં ઉપરની કક્ષામાં જોવાનું છે કે ત્યાં દેવો રહેલા છે કે લોકપાલો રહેલા છે. બ્રાહ્મમુહૂર્તનું સ્થળ પણ જોઈ શકાય, પ્રભાત ક્યાં થાય છે. મધ્યાહ્નનું સ્થળ પણ જોઈ શકાય, અને સંધ્યાકાળનું સ્થળ પણ. આપણા એક શ્વાસમાં આ સમસ્ત વિશ્વને જોવાનું છે. ઊતરતી કક્ષામાં આપણા શરીરના કોઈ બિંદુ ઉપર એકાગ્રતા કેળવવાની છે. એમાં ભ્રુમધ્ય કે કંઠકૂપ કે હૃદયને પસંદ કરી શકાય.

આણવોપાયને ભેદોપાય કહેવામાં આવે છે. જ્યારે શાક્તોપાયને ભેદા ભેદોપાય કહેવામાં આવે છે. શામ્ભવોપાયને અભેદોપાય કહેવામાં આવે છે.

શામ્ભવોપાયને ઈચ્છોપાય કહે છે. કારણ એમાં ઈચ્છાશક્તિ જોડાએલી છે. શાક્તોપાયને જ્ઞાનોપાય કહે છે કારણ ત્યાં જ્ઞાનશક્તિ જોડાએલી છે. આણવોપાય ને ક્રિયોપાય કહે છે. કારણ ત્યાં ક્રિયા શક્તિ જોડાએલી છે.

આ ત્રણ ઉપાયો શામ્ભવોપાય, શાક્તોપાય અને આણવોપાય ઉપરાંત એક ઉપાય છે. એને અનુપાય કહે છે કાશ્મીરની શૈવ પરંપરામાં આમ તો એ ઉપાય નથી. અનુપાય એટલે ઉપાય નહીં તે.

અનુપાયમાં સાધકે એ જોવાનું છે કે કંઈ જ કરવામાં આવતું નથી. બધું થાય છે તમે વાત કરતા નથી પણ થાય છે. તમે બેસતા નથી પણ બેસાય છે. આપણે એ જોઈએ છીએ દ્દષ્ટા બનીને. તમે માત્ર અંદર રહો છો કંઈ કરતા નથી.

અનુપાયને શિવની આનંદ શક્તિ સાથે સાંકળવામાં આવે છે.

# ઉપસંહાર

અને જ્ઞાન છે બંધન
એવું શિવ-સૂત્રમાં આપણ-
વિશદ ભાખે છે, જુઓ
શ્રી. સદાશિવ

અમૃતાનુભવ ૩:૧૬

શ્રી જ્ઞાનેશ્વર મહારાજના અમૃતાનુભવની પ્રસ્તાવનામાં પૂ. વિમલાતાઈ ઠકાર લખે છે, 'અમૃતાનુભવ ગ્રંથમાં 'શિવસૂત્ર'નો ઉલ્લેખ કરીને જ્ઞાનેશ્વરે નાથપંથીય તત્ત્વજ્ઞાનના ઋણનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે.

બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે

નરસિંહ મહેતા

નરસિંહ મહેતાની આ પંક્તિ અને આચાર્ય સોમાનન્દની શિવદૃષ્ટિના **अस्मद्रूपसमाविष्टः** વાળા શ્લોકને સાથે સાથે મૂકીને જોવા જેવું છે વળી **शिवो भूत्वा शिवं यजेत** માં પણ એ જ વાત છે.

શિવસૂત્રમાં આવતું એક સૂત્ર **इच्छा शक्तिरुमा कुमारी** । આખે આખું સૂત્ર કબીરની એક રચનાની પંક્તિમાંથી મળે છે.

કબીર તેમના એક બીજા ભજનમાં કહે છે કે ભાઈ સમુદ્ર અને સમુદ્રની લહેર એ બે જુદાં કેવી રીતે હોઈ શકે ? સમુદ્ર અને સમુદ્રની લહેર બે એક જ છે. જ્યારે પાણી ઉપર આવે છે ત્યારે લહેર થાય છે અને જ્યારે પાણી નીચે જાય છે ત્યારે તે સમુદ્ર બને છે. સમુદ્ર અને તેની લહેરની વચ્ચે કોઈ પણ જાતનું અંતર નથી.

આજ વાત આપણને તંત્રમાં શિવદૃષ્ટિના શ્લોકોમાં મળે છે. શિવદૃષ્ટિના ત્રીજા આહ્નિકમાં ૩૭ થી ૩૯માં શ્લોકોમાં આપી છે.

'સમુદ્ર અને એની લહેરોને સમાન અભેદ સમજવા જોઈએ, જેમ કે જ્યારે જળ લહેરના રૂપમાં પરિવર્તિત થઈ જાય છે ત્યારે એને જળ નથી કહેતા પણ લહેર કહીએ છીએ. લહેરની સ્થિતિમાં પણ જળ નષ્ટ નથી થતું. એ નિશ્ચળ રહે છે ત્યારે પણ જળ જ રહે છે અને લહેરના રૂપમાં પણ એ જળ જ રહે છે જો લહેરમાં એનો ભેદ છે તો એ નિશ્ચળતાના રૂપ વિશિષ્ટતાને કારણે છે એ જ પ્રકારે વીચિરૂપ ભાવજગતના પ્રકટ થવાથી પણ પરમશિવની સત્તા જળની સમાન અક્ષુણ્ણ રહે છે.

શ્રી રોહિત મહેતા એમના ગ્રંથ 'યોગ તંત્ર અને શ્રી અરવિંદ'માં ૧૪મા પાના ઉપર નીચે પ્રમાણે લખે છે.

'શુદ્ધમાં શુદ્ધ તંત્ર ભારતમાં જો કોઈ હોય અથવા તો જગતમાં જો કોઈ હોય તો તે કાશ્મીરી શૈવિઝમ છે. કાશ્મીરી શૈવિઝમમાં આપણે તંત્રનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ જોઈ શકીએ છીએ, કે જ્યાં યોગ અને તંત્રનું સુંદર મિલન આપણને જોવા મળે છે.

'તંત્રે આપણી પાસે બીજી એક વાત મૂકી અને તે એ કે આપણે જેને માયા કહીએ છીએ તે માયા નથી. ભારતના દાર્શનિક સાહિત્યની અંદર અને ખાસ કરીને હિંદુધર્મમાં માયા અને લીલાની ચર્ચા કરી છે. આ બધી તો માયા છે. આમાંથી શુષ્ક વેદાંત આવ્યો. આ બધી તો લીલા છે. લીલા છે તેમાંથી ભોગની ક્રિયા નીકળી, પણ એ માયા અને લીલાનો સમન્વય આપણે જ્યાં સુધી નહિ કરીએ ત્યાં સુધી આપણે જીવનનો સાચો રસ્તો નહિ પામી શકીએ.

શ્રી અરવિંદે તેમના સાવિત્રી નામક મહાકાવ્યમાં લીલા અને માયા અથવા તો એક અને અનેકનો જે પ્રશ્ન છે તે એક અને અનેકના પ્રશ્નનું નિરાકરણ સુંદર રીતે આપ્યું છે. આજે તો એક અને અનેક વચ્ચે સંઘર્ષ છે. કોઈ કહે છે કે અનેક માયા છે, અનેક છે જ નહિ. આ વિવાદ જમાનાઓથી ચાલ્યો આવે છે. શ્રી અરવિંદ સાવિત્રીમાં કહે છે. The many are the innumerable one જે અનેક છે તે ગણનાતીત એક જ છે. એકથી જુદા અનેક નથી. એક અને અનેક તે દ્વૈત નથી. જુદા નથી. તે દ્વંદ્વ નથી. તે એક જ છે. આ લીલાની ભાવના છે. આ લીલાની ભાવનાને શ્રી અરવિંદે ફરીવાર આપણા યુગમાં સમૃદ્ધ કરી. આ જગત તો લીલા છે, અને જગતનો નિયંતા કોઈ જગ્યાથી દૂર નથી બેઠો. શ્રી અરવિંદ તેમના એક ગ્રંથમાં કહે છે કે Where will you go in search of the beloved ? The beloed lives in the heart of the lover શ્રી અરવિંદ પૂછે છે કે પ્રિયતમાને ક્યાં શોધશો. પ્રિયતમા તો પ્રિયતમના હૃદયમાં જ બેઠેલી છે. આ સૃષ્ટિ પ્રિયતમા છે અને તેનો સર્જનહાર તે સૃષ્ટિની અંદર જ બેઠો છે. તે સૃષ્ટિથી દૂર પણ નથી બેઠો એટલું જ નહીં, પણ તે બે વચ્ચે કોઈ દ્વંદ્વ પણ નથી. તે એક જ છે. એક અને અનેક દ્વંદ્વ નથી પણ એક જ છે તે ભાવના શ્રી. અરવિંદે આપણી સમક્ષ મૂકી અને એ જ ભાવના આપણને તંત્રની અંદર જોવા મળે છે. તંત્રે આપણને કહ્યું છે કે આ જગતની અંદર જ તેનો સર્જનહાર બેઠેલો છે.'

સંત જ્ઞાનેશ્વર, કબીર, નરસિંહ મહેતા અને શ્રી અરવિંદ જોડે કાશ્મીર શૈવ સંપ્રદાયના તાણાવાણા જોડાએલ નજરે ચડે છે. વધારે ખણખોદ કરીએ તો વધારે જાણકારી મળી શકે. કદાચ બીજા સંતોની વાણીમાંથી પણ તંત્રની વાણી છુપાએલી દેખાય તો નવાઈ નહીં. કારણ ભારતીય સંસ્કૃતિના અંતરંગમાં એ એવી વણાઈ ગઈ

છે કે એના સિવાય ભારતીયપણાને કલ્પી પણ ન શકાય અને છતાં એ કયાં કયાં અલગ પડે છે, બીજા સંપ્રદાયોથી એ પણ જોવા જેવી બાબત છે. પણ એ એક અલગ પ્રસંગ છે.

કાશ્મીરના ત્રિક દર્શનને પરમાદ્વૈત, મહાદ્વૈત કે ઈશ્વરાદ્વયવાદ પણ કહેવામાં આવે છે. આચાર્ય શંકરનો અદ્વૈતવાદ જગતના નિષેધ અને કૂટસ્થ નિત્યની સ્વીકૃતિનો સિદ્ધાન્ત છે. બ્રહ્મને સર્વજ્ઞ અને સર્વશક્તિ ઘોષિત કર્યા પછી પણ આચાર્ય શંકર સર્વને સંકેતિત કરનારા જગતને મિથ્યા સિદ્ધ કરે છે, કૂટસ્થ નિત્ય પરમસત્તા કર્તૃત્વહીન છે કેમ કે ક્રિયા વિકાર છે અને બ્રહ્મ નિર્વિકાર છે. એ નિષ્ક્રિય, જડ અને પરતંત્ર લાગે છે. ગત્યાત્મકતા વિકાર છે. આ આચાર્ય શંકરનું નિર્ગુણ બ્રહ્મવાદનું એમના અદ્વૈતનું પ્રમુખ સૂત્ર છે.

બ્રહ્મના નિર્ગુણ હોવાને કારણે સગુણની પ્રતીતિ માયીય છે મિથ્યા જ્ઞાન-નિમિત્ત છે અને સાથે જ નૈસર્ગિક છે એટલે સનાતન છે. નિર્વિકાર અને નિર્ગુણમાં ન વાસ્તવિક કર્તૃત્વ સંભવ છે, ન જ્ઞાતૃત્વ, એટલે બ્રહ્મને સર્વજ્ઞ અને સર્વશક્તિ -સર્વશક્તિમાન કહેવું, નિર્ગુણ બ્રહ્મવાદને સગુણ બ્રહ્મવાદમાં રૂપાન્તરણ છે અને આ શંકરનો અદ્વૈતવાદ નથી. કર્તૃત્વમાં જ સ્વાતંત્ર્ય પ્રતિષ્ઠિત છે. વિકારના ભયથી એનો સ્વીકાર ન કરવો ભૂમાનો પ્રતિબન્ધન થશે.

અણોરણીયાન અને મહતો મહીયાન તથા પૂર્ણમદઃ પૂર્ણમિદંની એ નેતિનેત્યાત્મક વ્યાખ્યા થશે. સંપૂર્ણતા અને સર્વાત્મકતાનો એમાં નિષેધ અવશ્ય થશે. શૈવ દાર્શનિકોને લાગે છે કે શંકરનું બ્રહ્મ માયાના દ્વૈતમાં ફસાએલ છે. સૂર્ય વાદળમાં ઢંકાઈ ગયો છે અને વેદાન્તનો ઈશ્વર કે સાંખ્યનો પુરુષ કર્તૃત્વ-સામર્થ્ય અને સ્વાતન્ત્ર્ય વગર પંગુ દેખાય છે. આમ શંકરનો અદ્વૈતવાદ સંપૂર્ણતાને ગ્રહણ નથી કરતો કેમ કે એકનો નિષેધ કર્યા વગર એ અદ્વૈતને સ્થાપિત નથી કરી શકતો. આ નિષેધ ત્રિકદર્શનની દષ્ટિથી પૂર્ણને અપૂર્ણ બનાવે છે. એટલે એમને એ માન્ય નથી. બ્રહ્મ, શિવ, પરમશિવ, અનુત્તર, ભૈરવ, કાલી કોઈ પણ નામ કહીએ- **संज्ञासु केवलमयं विदुषां विवादः** પારમાર્થિક અદ્વૈતવાદને માટે એના સ્વાતન્ત્ર્યનો સ્વીકાર કરવો જરૂરી છે. એના સિવાય ન તો એ તત્ત્વનું પરમતત્ત્વ સ્થાપિત થાય અને ન સૃષ્ટિના ઉન્મેષ-નિમેષ, પ્રલયોદયની વ્યાખ્યા થઈ શકે, અને ન એની સાથે સંબંધ જ તાત્ત્વિક રીતે થઈ શકે.

ત્રિક દર્શન પ્રમાણે પરમતત્ત્વ શક્તિ ત્રિશૂળથી નિરન્તર પરિગત છે, એ ત્રિશૂલી છે. ઈચ્છા, જ્ઞાન અને ક્રિયા એના ત્રિશૂળ છે. શૈવદર્શનનો ઈશ્વરાદ્વયવાદ પરાદ્વૈત છે જે શૂન્યવાદ-સદશ શંકરના નિર્ગુણ બ્રહ્માદ્વૈતથી બિલકુલ ભિન્ન છે. એમાં દ્વૈત, દ્વૈતાદ્વૈત બન્ને સમ થઈને અદ્વય બને છે.

**इदं द्वैतमिदं नेति तदिदं च द्वयाद्वयम् ।**
**इति यत्र समं भाति तदद्वयमुदाहृतम् ॥**

**- मालिनी विजयवार्तिक १-२६२**

આ પરાદ્વૈતમાં ન તો ભેદનો સ્વીકાર કરવો પડે છે અને ન છોડવો પડે છે.

**इदं हि तत् पराद्वैतं भेदत्यागग्रहो न तत् ।**

**- मालिनी विजयवार्तिक १-१२३**

મહેશ્વરાનન્દ કહે છે સત્ય અને અસત્ય હેય અને ઉપાદેયની વ્યવસ્થા અને કલ્પના કરવાથી અદ્વૈતનું પર્યવસાન દ્વૈતમાં જ થશે. સંવિદ્ઉલ્લાસમાં કહ્યું છે કે અદ્વૈત સત્ છે અને દ્વૈત અસત્-આ દ્વિવિધ કોટિઓનું પરિણામ દ્વૈતવાદમાં જ થાય છે એટલે બેની એકરસતા, સામરસ્યને જ અદ્વૈત માનવું ઉચિત છે.

ત્રિકદર્શનમાં માયા શિવની શક્તિ છે, બંધન નથી એના સ્વાતન્ત્ર્ય, ક્રિડાભાવ કે લીલાનું સ્ફુરણ છે, પ્રતીપ ભાવની પ્રતીતિ નથી. આ શિવાદ્વયવાદ બ્રહ્માદ્વૈતવાદ તથા બૌદ્ધોના શૂન્યવાદ, વિજ્ઞાનવાદથી વિલક્ષણ છે અને ઈશ્વર કે શિવની સર્વાત્મકતા તથા, શિવ-શક્તિના સમારસ્યનો પ્રતિપાદક સિદ્ધાન્ત છે.

સોમાનન્દે શિવદષ્ટિમાં કહ્યું છે કે નાનાભેદ ચિત્ની અભિવ્યક્તિ છે. ઘટ અને યજ્ઞદત્ત શિવાત્મક છે અને શિવ ઘટાત્મક અને યજ્ઞદત્તાત્મક છે. શિવ વિભિન્ન ભાવોમાં હમેશાં પોતાનો પરામર્શ કરે છે, એ પ્રકારે વિભિન્ન ભાવ-પદાર્થ પણ સમગ્ર જગત શિવ છે અને શિવ જગતમય છે. એક પદાર્થનો બીજા બધા જ પદાર્થો સાથે કોઈ ભેદ નથી. **सर्वे सर्वात्मकाः भावाः सर्वसर्वस्वरूपतः ।** આ જ શિવની સર્વાત્મકતા અને સર્વની શિવાત્મકતા છે. આનો જ આત્મપરામર્શ શિવમાં પણ છે અને ભાવોમાં પણ.

**एवं सर्वेषु भावेषु सर्वसाम्ये व्यवस्थिते ।**
**तेन सर्वगतं सर्वं शिवरूपं निरूपितम् ॥**

**- शिवदृष्टि पृ. ११०**

ઈશ્વરાદ્વયની આ અવધારણા આગમ દર્શનની દેણ છે. સાચું તો એ છે કે અન્ય ભારતીય દાર્શનિક સંપ્રદાયોમાં ઈશ્વર યા તો અનિશ્વર છે. યા અપારમાર્થિક છે. ઈશ્વરની ઓળખ ઈશ્વર પ્રત્યભિજ્ઞા, ત્રિકદર્શન જ કરાવે છે એની મૂળ દષ્ટિ એ છે કે ચૈતન્ય કે પ્રકાશમાં અહમ્ પરામર્શની શક્તિ આવશ્યક છે. એનાથી જ કર્તૃત્વ સ્વાતન્ત્ર્ય પ્રતિષ્ઠિત થશે અને એનાથી જ ઈશ્વરત્વની સિદ્ધિનો સંભવ છે અન્યથા નહીં.

ત્રિકદર્શન ૩૬ તત્ત્વોને સ્વીકારે છે-શિવ, શક્તિ સદાશિવ, ઈશ્વર અને સદ્વિદ્યા, એ પ્રથમ પાંચ તત્ત્વ શુદ્ધ છે. કેમ કે એનામાં માયા કે ઈદંતાનો સ્પર્શ નથી. માયા

અને પાંચ કંચુકો - કલા, વિદ્યા, કાલ, રાગ, નિયતિ-શિવના આ પાંચ કંચૂક આવરણ કે પાશ છે. એનાથી આવેષ્ટિત થઈને શિવ પુરુષ તત્ત્વ રહે છે, જેને પશુ પણ કહેવામાં આવે છે. આ તત્ત્વોની સાથે પ્રકૃતિ અને એમના સાંખ્ય સમ્મત ૨૩ પરિણામોને લઈને કુલ ૩૬ તત્ત્વ ત્રિકદર્શનને માન્ય છે. શિવ સિવાય પરમશિવ, અનુત્તર, ભૈરવ, કાલી આદિની ૩૭મા તત્ત્વના રૂપે પણ કલ્પના કરવામાં આવી છે. શૈવ જે પ્રકારે શિવને પરમ તત્ત્વ માને છે એ પ્રકારે શાક્ત શક્તિતત્ત્વને પરમ તત્ત્વ માને છે.

ચિત્, ચૈતન્ય, સંવિત્ કે પ્રકાશનો સ્વભાવ છે વિમર્શ, સ્પન્દ કે ક્રિયા. આ ક્રિયા સ્વભાવ હોવાને કારણે સહજ, લીલારૂપ, અનાયાસ અને આનન્દદાયક છે, શિવનું હૃદય છે, સાર છે. આ ક્રિયા પ્રયત્ન સાધ્ય નથી અને માન્ત્રિક પણ નથી. પ્રકાશ વિમર્શાત્મક છે અને વિમર્શ પ્રકાશાત્મક છે. પ્રકાશની આ વિમર્શાત્મકતા, ચૈતન્યની આ સ્પન્દનશીલતા કે ગત્યાત્મકતા એની સ્વતન્ત્રતાને અભિવ્યક્ત કરે છે. આ જ સ્વતન્ત્ર ચિતિ સઘળી સિદ્ધિનો હેતુ છે -

**चितिः स्वतन्त्रता विश्वसिद्धिहेतुः ।**

આ જ શિવ-શક્તિનું તાદાત્મ્ય કે અવિનાભાવ છે.

**न शिवः शक्तिरहितो न शक्तिर्व्यतिरेकिणी ।**
**शिवः शक्तस्तथा भावानिच्छया कर्तुमीदृशान ॥**

**- शिवदृष्टि ३-२-३**

આને જ શિવશક્તિનું તાદાત્મ્ય કહેવામાં આવે છે.

**तादात्म्यमनयोर्नित्यं वह्निदाहिकयोरिव ।**

તો પછી પ્રશ્ન થાય કે આમ બે શિવ અને શક્તિ કહેવાની શી જરૂર ? તો એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે જે રીતે સમુદ્ર અને તેની લહેર-તરંગ એક હોવા છતાં જુદાં લાગે છે તેમ જ એ છે.

ઘાટઘડિયાં પછી નામરૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે

- નરસિંહ મહેતા

અને જેમ પવનના હિલોળે
જળ ઉપર જળ ડોલે
અજ્ઞાની તેને કલ્લોલ કહીને
તરંગ માને

- જ્ઞાનેશ્વરી ૫:૧૦૦

કાં આકારો બહુએ થાયે
સોનું જુદું જુદું ન હોયે
એવી ઐક્ય-અચળની સ્થિતિ
કરી જેણે.

-જ્ઞાનેશ્વરી ૬:૩૯૯

આમ આ ભેદ વસ્તુનો નહીં શબ્દનો છે. નિ:સ્પન્દ સમુદ્રમાં પ્રથમ સ્પન્દની જેમ, શતદળના પ્રથમ સ્ફુરણની જેમ, મહામાનસમાં પ્રથમ વિચાર-ઉન્મેશની જેમ, નર્તકના પ્રથમ પાદક્ષેપની જેમ, કલાકારની પ્રથમ માનસી કલ્પનાની જેમ શિવ શક્તિમાન છે. એટલે જ શક્તિને ઊર્મિ, સ્પન્દ કે મત્સ્યોદરી કહેવામાં આવે છે.

કાલિદાસે આ જ જ્ઞાન-ક્રિયા-સહભાવને વાગર્થસંપૃક્તિની ઉપમા આપી છે અને બીજાઓએ અગ્નિ-દાહકતા અને ચંદ્ર-ચંદ્રિકાનું ઉપમાન આપ્યું છે. શિવ શબ્દમાં ઈકાર શક્તિનું પ્રતીક છે. અન્યથા એ માત્ર શવ છે. અર્થાત્ નિર્વિમર્શાત્મક બ્રહ્મની જેમ જેને જડથી ભિન્ન નહીં કરી શકાય.

પ્રત્યવમર્શાત્મક ચિતિને આગમ-દર્શનમાં પરાવાક્ કહેવામાં આવે છે.

**चितिः प्रत्यवमर्शात्मा परावाक् स्वरसोदिता ।**
**स्वातन्त्र्यमेतन्मुख्यं तदैश्वर्यं परमात्मनः ।।**

**- ईश्वरप्रत्यभिज्ञाविमर्शिनी १:२०३**

પરમતત્ત્વને વાગ્રૂપ કહેવું અને એના ચતુર્વિધ-વિભાગ દ્વારા સૃષ્ટિની વ્યાખ્યા કરવી આગમ-શાસ્ત્રની એ વિશિષ્ટ કલ્પના છે. ભતૃહરિના પ્રમાણે વાક્‌ના ત્રણ જ રૂપ માનવામાં આવે છે. એ આધારે સોમાનન્દે શિવદૃષ્ટિમાં ભતૃહરિના શબ્દ બ્રહ્મવાદનું ખંડન પણ કર્યું છે.

પ્રકાશ-વિમર્શાત્મક શિવને અનુત્તર કહેવાનું તાત્પર્ય એ છે કે એનાથી આગળ કોઈ નથી, એ પરિપૂર્ણ સંવિત્ છે જેનો સાર છે - ચમત્કાર કે આનન્દાત્મકતા એ જ નિરાકૃતિ રહીને વિશ્વોત્તીર્ણ કહેવાય છે અને સર્વકૃતિ થઈને વિશ્વમય બની જાય છે. અત: શિવ વિશ્વમય કે સર્વાકૃતિ પણ છે અને વિશ્વોત્તીર્ણ કે નિરાકૃતિ પણ છે.

**(१) उक्तं च कामिके देवः सर्वाकृतिर्निराकृतिः ।**

**-तन्त्रालोक**

**(२) सर्वाकृतिः विश्वमयः निराकृतिर् विश्वोत्तीर्णः ।**

**- तन्त्रालोक**

આદ્ય શંકરાચાર્યે કહ્યું છે કે આત્મા જ બ્રહ્મ છે એ જ પ્રમાણે સોમાનન્દે પણ ઘોષણા કરી છે કે આત્મા જ શિવ છે. પણ આગમોક્ત શિવ સમસ્ત ભાવોમાં સ્ફુરિત છે, એ પૂર્ણ ચૈતન્ય તથા વ્યાપક છે, એની ઈચ્છાનો પ્રસાર અવ્યાહત છે તથા જ્ઞાન અને ક્રિયાનો એ નિરન્તર વિસ્તાર કરે છે -

**आत्मैव सर्वभावेषु स्फुरन्निर्वृतचिद्वपुः ।**
**अनिरुद्धेच्छाप्रसरः प्रसरद्दृक्क्रियः शिवः ।**

**-शिवदृष्टि १:२**

ત્રિક દર્શનમાં શક્તિ, ધર્મ, ગુણ, અંશ કે વિભૂતિ નથી, જ્ઞાનનો જ સ્વાત્મપરામર્શ અને સ્વાતન્ત્ર્ય છે. શિવ સ્વયં વિભિન્ન ભૂમિકાઓમાં અવતીર્ણ થાય છે - એ જ પ્રેક્ષક કે સામાજિક છે, એ જ વિભાવ, અનુભાવ અને સંચારી ભાવ બને છે, રંગશાળા પણ બને છે. એને જે ભૂમિકા કરવી હોય એ પ્રકારે આચરણ કરે છે અને રસાસ્વાદ લે છે.

**सभ्यो नटो विभावादिभावाः रंग स्वयं भवन् ।**
**स्वचरित्रानुकारेण स्वमेव भजते रसम् ॥**

**-विंशतिशास्त्र १३**

આ જ વાત આપણને શિવસૂત્રના ત્રીજા વિભાગમાં નવમા અને દસમા સૂત્રમાં જોવા મળે છે.

**नर्तक आत्मा ॥ ९ ॥**

**रङ्गोऽन्तरात्मा ॥ १० ॥**

આચાર્ય ક્ષેમરાજ એમના સુપ્રિસિદ્ધ ગ્રંથ પ્રત્યભિજ્ઞા હૃદયમાં બીજા સૂત્રમાં આ જ વાત આ રીતે મૂકે છે.

**स्वेच्छया स्वभित्तौ विश्वमुन्मीलयति । २ ।**

પોતાની જ ઈચ્છાથી પોતાની જ ભીંત ઉપર વિશ્વનું ઉન્મીલન કરે છે.

બીજી એક અગત્યની વાત કાશ્મીરના શૈવ સંપ્રદાયમાં જોઈએ. બહુજ અગત્યની વાત છે જે બીજા કોઈ પણ સંપ્રદાયમાં જોવા મળે તેમ નથી અને એ છે વિઘ્નોની વાત. સાધનામાં જુદાં જુદાં વિઘ્નો તરીકે જેને સૌએ ગણાવ્યાં છે એને કાશ્મીર શૈવ સંપ્રદાયે વિઘ્નો નથી કહ્યાં, એને આધ્યાત્મિક માર્ગના વિરોધી નથી કહ્યાં. કાશ્મીર શૈવ સંપ્રદાય તો એમ કહે છે કે એ તો આ માર્ગમાં સહાયભૂત થઈ શકે છે. આ વિઘ્નોની અંદરથી જ સહાય મેળવવાની છે. શ્રી અરવિંદે પણ તેમના Integral

yoga ની અંદર આ જ વસ્તુ મૂકી છે. Integral yoga ની અંદર એ માટે Four aids to yogaમાં તેમણે આનો ઉલ્લેખ કર્યો છે.

શ્રી અરવિંદ તંત્ર વિષે લખતાં કહે છે કે, There is yet another synthesis which though less subtel and spiritually profound, is more bold and forceful than the synthesis of the Bhagvad Geeta, for - (અને તેમના શબ્દો યાદ રાખવા જેવા છે :) - Tantra seizes upon the obstacles to the spiritual life and complies with them to become the means for richer spiritual conquest and enables that to embrance the whole of life in the end ... All the pauranic traditions, it must be remembered, draw the richness and its contents from the Tantra.

શ્રી અરવિંદ કહે છે કે તંત્રની ખૂબી આ છે, યોગની અંદર તો વિઘ્નો મૂકવામાં આવ્યાં છે અને તમને કહેવામાં આવે છે કે વિઘ્નોને દૂર કરો. પણ તંત્ર તો જુદી જ વાત કરે છે. તંત્ર તો વિઘ્નોને જ આપણા માર્ગની અંદર સાધનરૂપ બનાવે છે. તંત્ર કહે છે જેને તું વિઘ્ન કહે છે, જેની સાથે તારે સંઘર્ષ કરવાનો છે તે વિઘ્નોને જ તારાં સાધન બનાવ. વિઘ્નોને સાધન બનાવ્યાં એ તંત્રે આપેલી એક અદ્દભત વસ્તુ છે અને તેને પરિણામે વિઘ્નો સાથેનો સંઘર્ષ એ તંત્રમાં ન રહ્યો પણ વિઘ્નોને આપણે કેમ અપનાવી શકીએ અને વિઘ્નોનો સહયોગ લઈ આપણે આધ્યાત્મિક માર્ગ ઉપર કેમ કરી જઈ શકીએ એનો રસ્તો તંત્રે આપણી પાસે મૂક્યો.

આ વાતને આપણે વિજ્ઞાન ભૈરવમાં જોઈએ.

**शक्तिसङ्गमसंक्षुब्धशक्त्यावेशावसानिकम् ।**
**यत्सुखं ब्रह्मतत्त्वस्य तत्सुखं स्वात्म्यमुच्यते ॥**

**विज्ञानभैरव ॥ ६९ ॥**

અનુવાદ : સ્ત્રી-સંગથી સંક્ષુબ્ધ શક્તિના આવેશ પર્યન્ત જ્યાં આનન્દશક્તિનો સમાવેશ થાય છે, ત્યાં સુધી જે બ્રહ્મતત્ત્વના જેવું સુખ મનુષ્યોને થાય છે, એ સુખ પણ આત્માનું જ છે.

વ્યાખ્યા : સ્ત્રી-સંગથી સંક્ષુબ્ધ થઈને આનન્દશક્તિના સમાવેશ પર્યન્ત જે સુખ ઉપલબ્ધ થાય છે, તે સુખ પણ આત્માનન્દરૂપ જ છે. એટલે જ કહ્યું પણ છે - ન તો સૃષ્ટિ લિંગથી ઉત્પન્ન થાય છે અને ન તો ભગથી અને ન તો વીર્યથી, પણ આનન્દોલ્લાસથી ઉલ્લસિત શક્તિ પોતાની જાતે આત્માથી જ આત્માનું સર્જન કરે છે. સ્ત્રી સંગ તો કેવળ એની અભિવ્યક્તિનું કારણ છે અત: સ્ત્રી સંગથી જે

આનન્દનો અનુભવ થાય છે (એ સ્ત્રી વગર પણ) એ જ સ્ત્રીનું ધ્યાન કરી આનન્દમગ્ન થઈ જવાથી થાય છે. કહે છે કે - સ્ત્રીના આલિંગનથી મનુષ્ય બાહ્ય વસ્તુ જાણે છે આન્તરિક વસ્તુને નહીં, આ પ્રકારે બાહ્ય આભ્યન્તર શૂન્ય થવાનું નામ જ વિવાહ વિધિ છે. એવું વેદોમાં કહેવામાં આવ્યું છે, જે બાહ્ય વિધિને માને છે એ મૂર્ખ છે.

આ સ્ત્રી-સંગ માટેની વાત. હવે ભૂખ-તરસ માટે જોઈએ.

**जग्धिपानकृतोल्लासरसानन्दविजृम्भणात् ।**
**भावयेद्भरितावस्थां महानन्दस्ततो भवेत् ॥**

**-विज्ञानभैरव ॥ ७२ ॥**

અનુવાદ : ભોજન અને પાન દ્વારા ઉત્પન્ન ઉલ્લાસ, રસ અને આનન્દના વિજૃમ્ભણથી પૂર્ણતાની અવસ્થાની ભાવના કરો, એનાથી મહાન આનન્દ મળશે.

એ જ પ્રમાણે ગીત સંગીત માટે જોઈએ.

**गीतादिविषयास्वादासमसौख्यैकतात्मनः ।**
**योगिनस्तन्मयत्वेन मनोरूढेस्तदात्मता ॥**

**-विज्ञानभैरव ॥ ७३ ॥**

અનુવાદ : સંગીતાદિ વિષયોના આસ્વાદના અનુપમ આનંદથી એકરૂપ યોગીના તન્મય થવાથી થનારી માનસ સ્થિરતાના કારણે શિવાત્મકતા થઈ જાય છે.

એટલે જ આગળ કહે છે,

**यत्र यत्र मनस्तुष्टिर्मनस्तत्रैव धारयेत् ।**
**तत्र तत्र परानन्दस्वरूपं सम्प्रवर्तते ॥**

**- विज्ञानभैरव ॥ ७४ ॥**

જ્યાં જ્યાં મનને સંતોષ પ્રાપ્ત થાય ત્યાં ત્યાં ધારણા દ્વારા મનને લગાડવું જોઈએ, ત્યાં જ પરમાનન્દ સ્વરૂપ પ્રકાશિત થાય છે.

હવે અહીં જે વાત કરી છે એ બધાંનો આપણે ત્યાં આધ્યાત્મિક માર્ગમાં નિષેધ કરવામાં આવ્યો છે. શ્રી અરવિંદ જેને વિઘ્નો કહે છે તે આ વિઘ્નો..

વળી કૌલમાર્ગમાં પાંચ મકાર (૧) મદ્ય, (૨) માંસ (૩) મત્સ્ય (૪) મુદ્રા અને (૫) મૈથુનની વાત આવે છે. જો આ વાતોને સાચા અર્થમાં સમજવામાં ન આવે તો માનવી ઊંધા રવાડે ચડી જાય. આ એને માટેનું બહુ મોટું ભય સ્થાન છે. અને એટલે જ સ્વામી વિવેકાનંદ અને ડો. રાધાકૃષ્ણને તંત્રથી દૂર રહેવાની વાત કરી હતી.

આ પાંચ મકાર ખરેખર તો કંઈક જુદા જ છે અને આ તો પ્રતીકાત્મક રીતે વાતને મૂકી છે એવું પણ કહેવામાં આવે છે. રહસ્યને રહસ્ય તરીકે રાખવા માટે માત્ર અધિકારી માનવી સુધી જ આ વાત સચવાઈ રહે એટલા માટે પાંચ મકારની વાત કરવામાં આવી છે એમ પણ કહેવામાં આવે છે.

જો તંત્રનો રસ્તો સાચો રસ્તો ન હોત તો શ્રી અરવિંદ જેવા એને માટે ભલામણ ન કરત. એમણે વારંવાર આ વિઘ્નોને મિત્રો બનાવી આગળ વધવાની વાત કરી છે એટલે એવું કહી શકાય કે તંત્ર માટે ઘણી બધી આપણે ત્યાં ગેરસમજો પ્રવર્તે છે. જે દૂર થવી ઘટે. આપણે શ્રી અરવિંદને મહર્ષિ કહીએ છીએ. એટલે એમની વાત સ્વીકારવી જ જોઈએ આ માર્ગના પ્રવાસીઓએ.

હજી સો વર્ષ પહેલાં જ વડોદરામાં થઈ ગયેલ શ્રીમન્ન નૃસિંહાચાર્યના ગ્રંથ 'ત્રિભુવન વિજયી ખડ્ગ'ની પ્રસ્તાવનામાં આપણને શિવસૂત્રમાંનું સૂત્ર **इच्छाशक्ति-रुमा कुमारी** શિવસૂત્રના ઉલ્લેખ સાથે મળે છે. શ્રેય: સાધક અધિકારી વર્ગ માટેનો આ એક અગત્યનો ગ્રંથ ગણાય છે. આમ ગુજરાતમાં પણ ક્યાંક ક્યાંક એનાં દર્શન થાય છે જ. નરસિંહ મહેતાથી નૃસિંહાચાર્ય સુધી આ તાંતણો આવેલ છે.

આપણો અખો ભગત પણ આમ જુઓ તો આ જ ભાષા બોલે છે.

શંકરાચાર્ય પણ ઘણી જગ્યાએ આ જ વાત કરતા દેખાય છે. માયાની બાબતમાં જેમ કાશ્મીર શૈવ પરંપરાથી છૂટા પડે છે તો અન્ય અનેક સ્થળે એમના વિચારો અને કાશ્મીર શૈવ પરંપરામાં કોઈ તફાવત દેખાતો નથી.

ડૉ. સુરેશ હ. જોષી એમના ગ્રંથ 'મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારા'ની ભૂમિકામાં પાના નં. ૭૯ ઉપર લખે છે, 'શંકરાચાર્ય તાન્ત્રિક પદ્ધતિથી વિદ્યાની ઉપાસના કરતા. આજે પણ શંકરમઠમાં શ્રીમન્ત્ર (શ્રીયંત્ર)ની સ્થાપના કરેલી જોવામાં આવે છે. મહાપ્રભુ ચૈતન્યદેવે પણ શંકરસમ્પ્રદાયના ઈશ્વરપુરી પાસેથી દીક્ષા લીધેલી' આ વાત તેમણે 'તન્ત્ર અને સન્તમત' નામના પ્રકરણમાં લખી છે.

શંકરાચાર્ય, સંત જ્ઞાનેશ્વર, કબીર, નરસિંહ મહેતા કે શ્રી અરવિંદ જેમણે આ માર્ગના પુરાવા મૂકયા છે એમના લખાણોમાં, એનાથી વધારે કયા પુરાવા જોઈએ સાધકને આ માર્ગે આગળ વધવા માટે ?

# કાશ્મીરની શૈવ પરંપરા સાથે સીધો સંપર્ક

**अज्ञानं मलमिच्छन्ति संसारांकुरकारणम् ।**

**-मालिनीविजयतन्त्र १-१३**

(૧) અજ્ઞાન મલને ઈચ્છે છે જે સંસારના અંકુરનું કારણ છે.

**अतिक्रुद्धः प्रहृष्टो वा किं करोमीति वा मृशन् ।**
**धावन् वा यत्पदं गच्छेत्तत्र स्पन्दः प्रतिष्ठितः ॥**

**स्पन्दकारिका - २२**

એકાએક ક્રોધ ચરમ સીમા ઉપર પહોંચી જાય, અથવા હર્ષ પરાકાષ્ઠા પર પહોંચી જાય, (કોઈ અજ્ઞાત કારણ દ્વારા) 'હું શું કરું ? ' એ પ્રકારની કિંકર્તવ્યવિમૂઢતાની અવસ્થામાં પડી જાય અથવા એકાએક દોડવા તૈયાર થઈ જનાર વ્યક્તિ જે અવસ્થામાં પહોંચી જાય છે ત્યારે એમાં સ્પન્દતત્ત્વનો ઉદય થઈ જાય છે.

**यथा कर्तुः कुलालादेर्घटः कार्य इतीदृशः ।**
**विमर्श इच्छारूपेण तद्वदत्रापि संस्थितम् ॥**

**शिवदृष्टि २-८५**

જે પ્રકારે ઘડો બનાવનાર કુંભારના મનમાં 'ઘડો બનાવવો જોઈએ' આ પ્રકારનો ઈચ્છારૂપ વિચાર કે વિમર્શ પહેલાં ઊઠે છે એ જ પ્રકારની સ્થિતિ અહીં પણ છે.

**अस्मद्रूपसमाविष्टः स्वात्मनात्मनिवारणे ।**
**शिवः करोतु निजया नमः शक्त्या ततात्मने ॥**

**- शिवदृष्टि**

અસ્મદ્ અર્થાત્ નમસ્કર્તા રૂપમાં સમાવિષ્ટ શિવ, સ્વયં, અર્થાત્ વાણી મન આદિ કરણ રૂપ દ્વારા, સ્વયં અર્થાત્ વિઘ્નના નિવારણાર્થ પોતાની શક્તિથી આત્મવિસ્તાર કરનાર શિવને નમસ્કાર કરે.

(કાશ્મીર શૈવ દર્શનમાં નમસ્કર્તા, નમસ્કારના કરણ, વિઘ્ન અને નમસ્કાર્ય સર્વ શિવ જ છે.)

મેં જોયું કે જ્ઞાનીને
મળતું નથી ખાવાનું,
ભૂખે મરતો હતો એટલે
અને એ ખરી પડ્યો એને પરિણામે
પાનખરના પાંદડાની જેમ.

મેં જોયું કે એક મૂર્ખ
મારતો હતો પોતાના રસોઈયાને.
બસ ત્યારથી હું લલ્લા
રાહ જોઉં છું
આ બંધન ક્યારે તૂટશે એની.

-લલ્લેશ્વરી યોગેશ્વરી

હજાર અપશબ્દો ફેંક્યા મારા પર એણે
પણ એને મેં લીધા નહિ હૃદયમાં
(ચલિત ન થયા મારા હૃદયમાં બેઠેલા પ્રભુ)
જો સાચી ભક્ત હોઉં શંકરની હું
તો પછી કેવી રીતે ગંદો થાય
રાખ અને ધૂળ વડે
મારા મસ્તિષ્કનો અરીસો ?

- લલ્લેશ્વરી યોગેશ્વરી

કોઈ ફાયદો થતો નથી કૌવચને પાણીને બદલે
દૂધ પીવડાવવાથી.
રેતાળ ભૂમિમાં ન વાવવાં જોઈએ બી.
તેલનો ઉપયોગ ન કરવો જોઈએ
ડાંગરના ફોતરાંના લોટમાંથી પરોઠા બનાવવા,
માત્ર બગાડ જ છે એ.
વિફળ જ બને
હલનચલનની શક્તિ વગરના જડને
જ્ઞાન આપવાનો પ્રયત્ન.
બગાડ જ છે સમયનો
ગધેડાને ગોળ કે ખાંડ ખવડાવીએ એ.
બુદ્ધિનો દુરુપયોગ છે
અર્થહીન વાતો કરીને કે ચર્ચા કરીને
પોતાને હેરાન કરવું એમાં.

-લલ્લેશ્વરી યોગેશ્વરી

સારું કે ખોટું મારે તો નિભાવવાનું છે એની સાથે.
બહારના અવાજો સામે બધિર

અને બહારનાં દશ્યો સામે દષ્ટિહીન..
જ્યારે પવિત્ર સાદ મારા આત્માને જગાડશે
ઝળહળી ઊઠશે ત્યારે મીણબત્તી
તોફાનમાં પણ.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

ગુરુએ આપ્યો મને
એક જ શબ્દ,
તારામાં ઊતર તું
આ બહારની દુનિયામાંથી
ગુરુની આજ્ઞા આવી પ્રભુના શબ્દની જેમ
એટલે જ
નૃત્ય કરવા લાગી હું નગ્ન.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

ચિત્તનો અશ્વ ભમે છે ગગનમાં
હજારો માઈલો ફરી વળે છે ક્ષણ માત્રમાં !
જેને ખબર નથી કે એને લગામથી
કેવી રીતે રાખવો કાબુમાં
એ પ્રાણ અને અપાન દ્વારા,
પટકાઈ પડે છે મૃત્યુમાં.
સાચા યૌગિક આસન પર બેસી
પોતાના શ્વાસને કાબુમાં લઈ
પોતાની બુદ્ધિ જ ચિત્તની પકડે છે લગામ.

-લલ્લેશ્વરી યોગેશ્વરી

મારા શરીરનાં બારીબારણાંને
સજ્જડ બંધ કરીને
મેં પકડી લીધો છે ચોરને - પ્રાણને,
અને પૂરી દીધો છે અંદર
મારા હૃદયના ભંડારિયામાં હાથ પગ બાંધીને.
ૐ ના ચાબખાઓથી ઝૂડી નાખ્યો છે એને.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

જ્યારે સૂર્ય ઓગળી ગયો, ત્યારે ચંદ્ર પ્રકાશ્યો,
જ્યારે ચંદ્ર અદશ્યો થયો, જાગ્રતપણું રહ્યું;
જાગ્રતપણું પણ ઓગળી ગયું, ત્યારે કંઈ રહ્યું નહિ.
ત્રણે પવિત્ર વ્યાહૃતિઓ પણ અદશ્ય થઈ ગઈ અંતે.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

જ્યારે તંત્ર ઓગળી જાય છે; મંત્ર શેષ રહે છે.
મંત્ર પણ અદશ્ય થઈ જાય છે ચિત્તને મૂકીને.
જ્યારે ચિત્ત ઓગળી જાય છે, 'શૂન્ય' બચે છે
શૂન્ય ફરી ગ્રહણ કરે છે શૂન્યને.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

મૂર્તિ તો પથ્થર છે માત્ર,
અને મંદિર પણ છે એમ જ
એક જ વસ્તુથી જોડાએલ છે ઉપર અને નીચે
અજ્ઞાની બ્રાહ્મણ ! તું કોને અર્પણ કરે છે પ્રાર્થના ?
કેવળ, પ્રાણ અને ચિત્ત વચ્ચેનો અગત્યનો સંબંધ.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

સરખાવો :-

સજીવો નજીવાને કહે છે અલ્યા મને કંઈ દે,
આ અખો ભગત એમ કહે છે તારી એક ફુટી છે કે બે

- અખો

**गुरुबुद्ध्या नमेत्सर्वं दैवतं तृणमेव वा ।**
**न नमेद्देवता बुद्ध्या देवतां लौहमृण्मयीम् ।।**

**- कुलार्णवतंत्र**

સર્વ દેવતાને અને તરણાને પણ ગુરુબુદ્ધિથી નમવું. લોઢાને અને માટીના દેવતાને દેવબુદ્ધિથી ન નમવું.

સંન્યાસી યાત્રાએ જાય છે બધાં જ પવિત્ર સ્થળોએ
પ્રભુની શોધમાં છે એ એના.
હે મન ! પણ ગુમાવીશ નહિ શિક્ષા મેળવ્યા પછી,
ઘાસ હંમેશાં વધારે લીલું દેખાય છે દૂરથી.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

મનને સંતોષ નથી થતો
ભલે પછી એ રાજ્યસિંહાસન પર બેસીને રાજ કરતું હોય.
સત્તા અને સ્થળ ત્યાગવાથી પણ
સંતોષ નથી મળતો.
લોભ વગર મરતો નથી માણસ
જીવતાં મરવામાં જ છે સાચું જ્ઞાન.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

શાસ્ત્રોની તરફેણમાં કે વિરુદ્ધમાં બોલવું સરળ છે.
પણ અઘરું છે એના પ્રમાણે ચાલવું,
અઘરી અને રહસ્યમય છે ક્રિયા સત્યના શોધખોળની
અને છતાં પણ મેં પ્રાપ્ત કરી
આનંદમય જાગ્રત પરિસ્થિતિ.

- લલ્લેશ્વરી યોગેશ્વરી

**शिवो भूत्वा शिवं यजेत् ।**

શિવ બનીને અર્થાત્ પ્રમાતૃભાવમાં સ્થિર થઈને જ શિવની આરાધના કરવી જોઈએ.

**चैतन्यमात्मा ॥ १ ॥ शिवसूत्र १:१**

જ્ઞાનરૂપ ક્રિયામાં સ્વાતન્ત્ર્ય જ ચૈતન્ય છે, અને એ જ આત્મા છે.

**ज्ञानं बन्धः ॥ २ ॥ शिवसूत्र १ :२**

વિષયોનું જ્ઞાન થવું એ જ બંધન છે. જેનાથી દ્વૈતનું જ્ઞાન થાય છે એ જ બંધન છે.

**विस्मयो योगभूमिकाः ॥ १२ ॥ शिवसूत्र १: १२**

જે પ્રમાણે કોઈને આનંદની વસ્તુ મળે ત્યારે આશ્ચર્યપૂર્ણ હર્ષ થાય છે એ જ પ્રમાણે પરમાનન્દની અનુભૂતિમાં મન આ તુર્યાતીત અવસ્થામાં સ્થિત યોગીને પરવિશ્રાન્તિને સૂચિત કરનારી અવર્ણનીય આશ્ચર્ય-મુદ્રાઓ થાય છે.

**शरीरवृत्तिर्व्रतम् ॥ २६ ॥ शिव सूत्र ३: २६**

**शिवोऽहं** - હું શિવ છું એવી ભાવનામાં રહેનાર યોગીની શરીરમાં સ્થિતિ જીવનના સાધારણ નિયમ પ્રમાણે જ માત્ર હોય છે. (ફક્ત પ્રારબ્ધની પરિસમાપ્તિ સુધી એને દેહમાં રોકાવું પડે છે.)

**कथा जपः ॥ २७ ॥ शिवसूत्र ३: २७**

અહં વિમર્શમાં આરુઢ આ યોગીનો જે કંઈ પણ લૌકિક-વ્યવહારના પ્રમાણે આલાપ વગેરે હોય એ (જે કાંઈ બોલે) (એ સ્વાત્મદેવતાની ભાવનાના તાત્પર્યથી) એનો જપ જ છે.

**प्राणादिस्थूलभावं तु त्यक्त्वा सूक्ष्ममथान्तरम् ।**
**सूक्ष्मातीतं तु परमं स्पन्दनं लभ्यते यतः ॥**

**नेत्रतंत्र**

અભ્યાસ, કાળના આરંભમાં પ્રાણાદિ સ્થૂળ ભાવ (પ્રાણાયમ, ધ્યાન, ધારણાદિ) નો પરિપાક થવાથી એમને યોગી ત્યાગી દે છે. પછી સૂક્ષ્મ ભાવમાં પ્રવેશ કરીને મધ્યપથથી એ સૂક્ષ્માતીત દશાનો અનુભવ કરે છે. જે પ્રાણના આલંબનથી અલગ હોય છે કેમ કે એ દશામાં ચિત્સ્ફારરૂપ રસનો પરસ્પંદ જ રહે છે.

**उच्चाररहितं वस्तु चेतसैव विचिन्तयन् ।**
**यं समावेशमाप्नोति शाक्तः सोऽत्राभिधीयते ॥**

**-मालिनीविजयोत्तरतन्त्र : अधि : २**
**श्लोक २२**

મંત્રનું ઉચ્ચારણ કર્યા વગર જ પોતાના મનમાં એના અર્થનું ચિન્તન (ધ્યાન) કરવાથી જે સમાવેશ થાય છે એને શાક્તોપાય કહે છે.

**स्वपदा स्वशिरश्छायां यद्वल्लङ्घितुमीहते ।**
**पादोद्देशे शिरो न स्यात्तथैवं बैन्दवी कला ॥**

**- श्रीत्रिकहृदय**

જેમ જેમ પોતાના પગ પોતાના જ મસ્તકની છાયાને ઉલ્લંઘી જવાની ઈચ્છાથી આગળ વધે છે તેમ તેમ મસ્તકની છાયા આગળ અને આગળ વધ્યા કરે છે. એ જ વાત બૈન્દવી કલા(ચિતિ)ના વિષયમાં છે. ચિતિને, એનાથી જ બનેલી, બુદ્ધિ વગેરેથી સમજવી અસંભવ છે.

**तेन शब्दार्थचिन्तासु न सावस्था न यः शिवः ।**
**भोक्तैव भोग्यभावेन सदा सर्वत्र संस्थितः ।**

**- स्पंदकारिका**

સર્વાત્મક સ્વભાવથી શબ્દ અને અર્થની ચિંતામાં એવી કોઈ અવસ્થા નથી જે શિવભાવને પ્રકટ કરતી ન હોય. અતઃ ભોક્તા જ ભોગ્યરૂપમાં સદા અને સર્વત્ર રહેલ છે.

**देहदण्डनमात्रेण का सिद्धिरविवेकिनाम् ।**
**वल्मीकताडनाद्देवि मृतः कोऽत्र महोरगः ॥**

**- कुलार्णवतंत्र**

જેમ રાફડા ઉપર લાકડીઓ ફટકારીએ, તેથી કાંઈ અંદરના સર્પને કશી જ પીડા નથી થતી, તેમ અવિવેકી લોકો કેવળ દેહને દંડે તેથી શી સિદ્ધિ મેળવી શકે ?

**इदं ज्ञानमिदं ज्ञेयं सर्वतः श्रोतुमिच्छति ।**
**देवि वर्षसहस्रायुः शास्त्रान्तं नैव गच्छति ॥**

**- कुलार्णवतंत्र**

આ જ્ઞાન છે અને આ જ્ઞેય છે એમ સાંભળતા સાંભળતાં હજારો વર્ષો વહી જશે ! અને તોય શાસ્ત્રોનો અંત કાંઈ આવવાનો હતો ?

**अभ्यस्य सर्वशास्त्राणि तत्त्वं ज्ञात्वा हि बुद्धिमान् ।**
**पलालमिव धान्यार्थी सर्वशास्त्रं परित्यजेत् ॥**

**-कुलार्णवतंत्र**

ત્યારે બુદ્ધિમાન માનવે શું કરવું ? જેમ ધાનની ઈચ્છા રાખનારો પરાળ છૂટું કરી તેને ત્યજે છે; કારણ કે તેને જરૂર તો છે ધાનની, તેમ તત્ત્વના જિજ્ઞાસુએ બધાં શાસ્ત્રોનું તત્ત્વ શોધી લઈ અંતે શાસ્ત્રો ત્યજવાં જોઈએ.

**यावत्तपो व्रतं तीर्थं जपहोमार्चनादिकम् ।**
**वेदशास्त्रागमकथा तावत्तत्त्वकथा कुतः ॥**

**- कुलार्णवतंत्र**

જ્યાં સુધી તપ, વ્રત, તીર્થ, જપ, હોમ, અર્ચન, વેદ, શાસ્ત્ર, આગમ, ઇત્યાદિ હોય, ત્યાં સુધી તત્ત્વની વાત ક્યાંથી સંભવે ?

**उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा ।**
**जपस्तुतिः स्यादधमा होमपूजाऽधमाधमा ॥**

**- कुलार्णवतंत्र**

સહજ અવસ્થા ઉત્તમ છે, ધ્યાન અને ધારણાની અવસ્થા મધ્યમ છે, જપ અને સ્તુતિની અવસ્થા અધમ છે અને હોમ તેમ જ પૂજાની અવસ્થા અધમમાં અધમ છે.

**पाशबद्ध स्मृतो जीवः पाशमुक्त सदा शिवः ।**
**तुषेण बद्धो व्रीहिः स्यात्तुषाभावे च तण्डुलः ॥**

**- कुलार्णवतंत्र**

જ્યાં સુધી પાશબદ્ધ હોય, ત્યાં સુધી જીવ ગણાય; જેવો પાશમુક્ત થયો તેવો શિવ બને. જ્યાં સુધી ફોતરાંવાળી હોય ત્યાં સુધી ડાંગર કહેવાય; જેવાં ફોતરાં ખરી પડે કે ચોખા બને.

**श्वपचोऽपि कुलज्ञानी ब्राह्मणादतिरिच्यते ।**
**कुलाचारविहीनस्तु ब्राह्मणः श्वपचाधमः ॥**

**- कुलार्णवतंत्र**

જો ચાંડાળ કુલ જ્ઞાની હોય તો તે બ્રાહ્મણ કરતાં પણ વિશેષ છે. કુલાચાર વગરનો બ્રાહ્મણ ચાંડાળ કરતાં પણ અધમ છે.

**अस्थास्यदेकरूपेण वपुषा चेन्महेश्वरः ।**
**महेश्वरत्वं संवित्त्वं तदत्यक्षद् घटादिवत् ॥**

**तंत्रालोक ३, १००**

જો મહેશ્વર એક રૂપમાં પડી રહે, જો એ અનંતરૂપોમાં પ્રકટ ન થાય, તો તો એનું મહેશ્વરત્વ અને સંવિત્ત્વ જ સમાપ્ત થઈ જાય અને એક જડ ઘડાની જેમ એ થઈ જાય.

**यथा न्यग्रोधबीजस्थः शक्तिरूपो महाद्रुमः ।**
**तथा हृदयबीजस्थं विश्वमेतच्चराचरम् ॥**

જે પ્રમાણે વડનું મોટું ઝાડ પોતાના બીજમાં શક્તિરૂપમાં વિદ્યમાન રહે છે એ જ પ્રમાણે આ ચરાચર વિશ્વ શક્તિરૂપમાં મહેશ્વરના હૃદય (વિમર્શ)માં વિદ્યમાન રહે છે.

**यदयमनुत्तरमूर्तिर्निजेच्छयाखिलमिदं जगत्स्रष्टुम् ।**
**पस्पन्दे स स्पन्दः प्रथमः शिवतत्त्वमुच्यते तज्ज्ञैः ॥**

**षट्त्रिंशत्-तत्त्व-सन्दोह**

જ્યારે અનુત્તર (પરમશિવ) પોતાની ઈચ્છાથી જગતના સર્જન માટે સ્પન્દમાન થાય છે ત્યારે એનો આદ્ય સ્પન્દ એના જાણકારો દ્વારા 'શિવતત્ત્વ' કહેવાય છે.

**स एव विश्वमेषितुं ज्ञातुं कर्तुं चोन्मुखो भवन् ।**
**शक्तिस्वभावः कथितो हृदयत्रिकोणमधुमांसलोल्लासः ॥**

**- महार्थमंजरी**

એ જ (શિવ જ) પોતાના હૃદયના ઈચ્છા-જ્ઞાન-ક્રિયારૂપી ત્રિકોણના માધુર્યથી

પરિવર્ધિત ઉલ્લાસ દ્વારા પોતાનામાં જ સ્થિત વિશ્વનું ઈક્ષણ કરવા માટે ઉન્મુખ થવાથી શક્તિ સ્વભાવવાળો કહેવાય છે.

**स्वाङ्गरूपेषु भावेषु पत्युर्ज्ञानं क्रिया च या ।**
**मायातृतीये ते एव पशोः सत्त्वं रजस्तमः ॥**

પતિ (શિવ)ની જે જ્ઞાન, ક્રિયા અને ત્રીજી માયા શક્તિ છે એ જ પોતાના અંગરૂપ પદાર્થોના વિષયમાં પશુદશામાં (જીવમાં) ક્રમશઃ સત્વ, રજસ્ અને તમસ્ બની જાય છે.

**सर्वो ममायं विभव इत्येवं परिजानतः ।**
**विश्वात्मनो विकल्पानां प्रसरेऽपि महेशता ॥**

**- इश्वर प्र. आ. २, १२**

જે એ જાણે છે કે બધો મારો જ (આત્માનો જ) વૈભવ છે જે એ અનુભવ કરે છે કે સમસ્ત વિશ્વ મારો આત્મા જ છે, એનામાં વિકલ્પોના પ્રકટ થવા પછી પણ મહેશતા વર્તમાન રહે છે.

**इति वा यस्य संवित्तिः क्रीडात्वेनाखिलं जगत् ।**
**स पश्यन्सततं युक्तो जीवन्मुक्तो न संशयः ॥**

**- स्पन्दकारिका नि. २, ५**

જેને આ પ્રકારનું સમ્યક જ્ઞાન થઈ જાય છે એ સમસ્ત જગતને શિવની ક્રીડાનાં સ્થાનના રૂપે જુએ છે (શિવથી યુક્ત) એનાથી યુક્ત રહેવાને કારણે હમેશાં જીવતાં પણ મુક્ત રહે છે.

**यत्र यत्र स्फुरणं स्फुरति स सकलः परमेश्वरो भासते मयि अमलः ।**
**आत्मा स एव परमार्थेन इति ज्ञात्वा कार्यं परमस्ति न ॥**

**- परमार्थसार द्वि. आ.**

જ્યાં જ્યાં સ્ફુરણ થાય છે એ સર્વ શુદ્ધ પરમેશ્વર શિવ જ છે. મારામાં એ જ પ્રકાશે છે, આત્મા પરમાર્થ દૃષ્ટિથી એ જ છે, એ જાણી લીધા પછી કોઈ કાર્ય શેષ રહેતું નથી.

**चैतन्यं सर्वभूतानां शब्दब्रह्मेति मे मतिः ।**
**तत्प्राप्य कुण्डलीरूपं प्राणिनां देहमध्यगम् ।**

**- शारदातिलक १-१३, १४**

સર્વભૂતોમાં રહેલું ચૈતન્ય શબ્દ બ્રહ્મ કહેવાય છે અને તે કુંડલિનીનું રૂપ ધારણ કરી પ્રાણીઓના શરીરમાં રહે છે.

**यत्रान्तरखिलं भाति यत्र सर्वत्र भासते ।**
**स्फुरत्तैव हि सा ह्यैका हृदयं परमं बुधाः ॥**

**- श्री. श्री. परात्रिंशिका विवृत्ति**

હે પ્રબુદ્ધ ભુમિકા પર પહોંચેલા સાધકો.! જેના ગર્ભમાં આ બધો પ્રપંચ પ્રકાશમાન છે અને જે સ્વયં પ્રત્યેક સ્થાન ઉપર પ્રકાશમાન છે, એ (પ્રકાશ વિમર્શમયી) સ્ફુરણા જ સર્વોત્કૃષ્ટ હૃદયભૂમિકા છે.

**अज्ञानाच्छङ्कते मूढस्ततः सृष्टिश्च संहृतिः ।**
**मन्त्रा वर्णात्मकाः सर्वे वर्णाः सर्वे शिवात्मकाः ॥**

**- श्री. श्री. परात्रिंशिकाविवृत्ति**

મૂર્ખ વ્યક્તિ પોતાના અજ્ઞાનને કારણે જ શંકાઓનો શિકાર બની જાય છે અને શંકાઓમાં પડી જવાથી જ એનું સૃષ્ટિ-સંહારનું ચક્કર ચાલ્યા કરે છે. નહીં તો બધા મંત્રો વર્ણાત્મક અને બધા વર્ણ શિવમય જ છે.

# ગુજરાતમાં કાશ્મીરની શૈવ પરંપરાના શું આ માત્ર પડઘા જ હશે ?

જે રીતે જ્ઞાનેશ્વરના ગ્રંથ 'અમૃતાનુભવ'માં 'શિવસૂત્ર'નો ઉલ્લેખ મળે છે એ જ પ્રમાણે શ્રીમન્ન નૃસિંહાચાર્યના ગ્રંથ 'ત્રિભૂવન-વિજયી-ખડગ્'ની પ્રસ્તાવનામાં 'શિવસૂત્ર'નો ઉલ્લેખ મળે છે.

હવે શ્રીમન્ન નૃસિંહાચાર્યના ગુરુ અને એમના ગુરુ ને એમના ગુરુ એમ પાછળ જતા જઈએ તો બ્રહ્માનંદ સુધી પહોંચી જવાય છે. એમની એ શિષ્ય પરંપરા નીચે પ્રમાણે છે :






હવે આ પરંપરાની રચનાઓના નમુનાઓ માત્ર જોઈએ તો એમાં કાશ્મીર શૈવ પરંપરાની અસરો દેખાયા કરે છે. વળી નરહરિમાં તો કાશ્મીર શૈવ આગમોમાં પાર્વતી અને શિવના સંવાદ મળે છે એમ જ અહીં પણ મળે છે. પાર્વતી પ્રશ્ન પૂછે છે અને શિવ જવાબ આપે છે. આ રીત આગમોની છે. આમ નરહરિ અને નૃસિંહાચાર્યમાં તો વાત બહુ જ સ્પષ્ટ થઈ જાય છે. જ્યારે અન્ય સંતોમાં કાશ્મીર શૈવ પરંપરાના સિદ્ધાંતો ઝબકે છે.

આપણે માત્ર થોડા નમૂનાઓ જોઈએ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં
તીરથ ફરી ફરી થાક્યાં ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ

એક મૂરખને એવી ટેવ પત્થર એટલા પૂજે દેવ
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત

- અખો

હરિમાં વિશ્વ અને વિશ્વમાં હરિ, એમ અખા નખ શીખ રહ્યો ભરી.

- અખો

જાણ થાય બહુ વિદ્યા વડે, તેમ તેમ આવરણ અદકાં ચઢે

- અખો

મહા મણિધર પેઠો રે દરમાં, તો રાફડો ટીપે શું થાય

- ધીરો ભગત

પૃથ્વી એક ને ભાડાં અનેક
ચક્ર ફેરાવે કુંભાર !
જળ એક ને લ્હેરી અનેક
સાક્ષી તે નિરધાર !

- જિતામુનિ નારાયણ

ઉત્પત્તિ સ્થિતિ લય તેમ લેવાય
જળ લહરી દૃષ્ટાન્તે જોવાય.
લહેરી થાતાં જળ નવ ટળે,
લય પામે લેહેરી જળમાં ભળે.

- પરમહંસ કલ્યાણદાસજી

એકથી અનેક અનેક મ્યલી એક એક અનેક પ્રથક નહિ,
યમ ઉદક લેહેરી ભૂમ્ય ભાંડજ નાના વિધિ કહિ દાસ
નરહરિ વિશ્વ ઈમ સહી.

- નરહરિ

ઈમ હરીમાંહાં વીશ્વ નિ વીશ્વમાંહાં
હરી અનૂંભવ એહવો આણ્ય

- નરહરિ

હરી દાતા હરી ભોગતા અવરિ બીજો ન હોય.

- નરહરિ

'નરહરિ કૃત જ્ઞાન ગીતા'માં નરહરિ વિષે લખતાં પાના નં. ૩૨ ડો. સુરેશ જોશી આ પ્રમાણે નોંધે છે.

હવે ઉમા પૂછે છે :

નામ કહાં શિવ શક્તિનૂ, કહો તત્ત્વજ્ઞાન ગુરુદેવ

-૧૯૪

એના જવાબમાં શિવ કહે છે કે ચિત્ત ચંચળતા પામે તેનું નામ શક્તિ, જ્યારે મન નિરાલંબ થાય ત્યારે તે "સ્વસ્વરૂપ" કહેવાય. સ્થિર ચિત્ત એટલે જ પૂર્ણ બ્રહ્મ. તો ત્રણ શક્તિ તે શું ? ષટ્ ચક્ર તે શું ? સપ્ત પાતાલ ક્યાં ? એકવીસ બ્રહ્માંડ ક્યાં ?

શિવ કહે છે કે આ બધું જ દેહમાં છે. હઠયોગનુસાર એની સમજૂતી આમ આપે છે : શક્તિ તો એક જ છે પણ તે ત્રણ ઠામે કર્મ કરતી હોવાથી ત્રણ કહેવાય છે. ઉપસ્થાનકે વ્યાપી રહેલી મધ્યશક્તિ તે બ્રહ્માની, તે સૃષ્ટિનો વ્યાપાર કરે, તે ક્રિયા શક્તિ, પણ કહેવાય છે. રજવીર્યના અધિપતિ બ્રહ્માને સાવિત્રી છે. અધોશક્તિ તે રૂદ્રની જાણવી, એ મૂલ દ્વારમાં વસે એને જ્ઞાન શક્તિ પણ કહે ...

હવે આ જ પ્રમાણે નરસિંહ મહેતાની રચનાઓમાં પણ જોવા મળે છે. એ સૌથી પહેલાં થઈ ગયા.

જીવને શિવ આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા
ભણે નરસૈંયોએ, તે જ તું તે જ તું અને સમર્યાથી કંઈ સંત સીધ્યા.

★ ★ ★

વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે.

★ ★ ★

ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે.

★ ★ ★

ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે

★ ★ ★

આ પંક્તિઓમાં પણ એ જ પડઘા પડે છે. હજી બસો વર્ષ પહેલાં ખંભાત પાસે થઈ ગયેલો વસ્તો વિશ્વંભર એની એક રચનામાં કહે છે.

રામ હમારે માંહી હે, હમ રામ કે માંહી,
અરસ પરસ મળી એક હે, દૂજા દેખત નાહીં,

ડૉ. સુરેશ હ. જોષી 'વસ્તાનાં પદો' નામના એમના ગ્રંથમાં પાનાં નં. ૨૮ ઉપર નીચે પ્રમાણે નોંધે છે.

'પેલું કાચના મંદિરવાળું દષ્ટાન્ત નરહરિ અને અખાની જેમ વસ્તો પણ આપે છે એ ઉપરાંત નરહરિની પંક્તિ 'અખિલ બ્રહ્માંડ'માં એક તુ શ્રી હરિ' વસ્તાના પદમાં 'અખિલ બ્રહ્માંડમાં એકલો શ્રી હરિ' એ રૂપે મળે છે.'

એટલે વસ્તા વિશ્વંભરને નરહરિ અને અખાની રચનાઓનો પરિચય હતો એવું કહી શકાય.

ધીરો ભગત આ પરંપરામાં નથી છતાં એનામાં પણ એ જ ભાવ મળે છે.

આમ અનેક રૂપે કાશ્મીરની શૈવ પરંપરાની અસર આપણા સંત સાહિત્ય ઉપર પડેલી દેખાય છે. અને નૃસિંહાચાર્યમાં તો સીધો ઉલ્લેખ મળે છે. જો આ દૃષ્ટિ સામે રાખીને કામ કરવામાં આવે તો ગુજરાતમાં પણ આંગળી મૂકી મૂકીને કાશ્મીરની શૈવ પરંપરા માટેની વધુ સાબિતીઓ મળી આવી શકે. આપણે ત્યાં કાશ્મીર શૈવ પરંપરા માટેની સામાન્ય રીતે જાણકારી ઓછી છે આમ સમુદાયમાં. એટલે અદ્વૈત જેવી વિચારસરણી લાગે એને શંકરાચાર્ય સાથે જોડી દેવામાં આવે છે.

શંકરાચાર્યનો ગ્રંથ સૌંદર્ય લહરી તંત્ર જોડે જોડાએલ છે એ વાત લક્ષમાં રાખી કામ કરવામાં આવે તો વધુ પ્રકાશ અવશ્ય પડી શકે. કાશ્મીરની શૈવ પરંપરાના આ માત્ર પડઘા હોય એમ નથી લાગતું ?

# પારિભાષિક શબ્દો

અ :- અનુત્તર, શિવ
અકુલ :- શિવ જે કુલ અર્થાત્ શક્તિ નથી, તે શિવ છે
અનુગ્રહ :- દૈવીકૃપા
અનુત્તર :- જેનાથી વધીને બીજું કોઈ નથી, પરમ અસીમસત્, પરમાર્થ
અવ્યક્ત :- અપ્રકટ, અદૃશ્ય
અસત્ :- જેનું અસ્તિત્વ ન હોય, સત્‌થી વિપરીત
અહંભાવ :- હુંપણાનો ભાવ, હુંની અનુભૂતિ
આણવમળ :- અણુ અર્થાત્ જીવનું જન્મજાત અજ્ઞાન
આત્મસાક્ષાત્કાર :- પોતામાં સમીકરણ, સ્વાત્મીકરણ
આનન્દ :- શક્તિનું સ્વરૂપ
આભાસન :- શબ્દાર્થ-આભાસ, ગૂઢાર્થ-સૃષ્ટિ
ઈચ્છા :- સદાશિવની પ્રધાન ચેતના
ઈદન્તા :- ઈદં (આ)ની ચેતના, 'આ'નો પરામર્શ
ઈશ્વરતત્ત્વ :- શિવથી ગણતાં (શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર) ચોથું તત્ત્વ. ઈશ્વર તત્ત્વમાં અહં (હું) અને ઈદં 'આ' બન્ને પરામર્શ (ચેતના) સ્ફુટરૂપે રહે છે
ઉન્મેષ :- શબ્દાર્થ-આંખનું ખૂલવું. ભાવાર્થ-સૃષ્ટિનો પ્રારંભ. શૈવયોગમાં-આત્મિક ચેતનાનું સ્ફૂરણ કે વિકાસ. જે વિચારોની સ્પન્દભૂમિ કે અધિષ્ઠાન છે.
ઉન્મીલન :- શબ્દાર્થ-આંખનું ખુલવું. ભાવાર્થ-અવસ્થિતનું પ્રકટીકરણ, વ્યક્ત થવું
ઉન્મીલન સમાધિ :- ચિત્તની એ સ્થિતિ જેમાં આંખ ખુલ્લી હોવા છતાં પણ બાહ્ય જગત સર્વવ્યાપી ચેતના કે શિવરૂપ પ્રતીત થવા લાગે
કંચુક :- કોશ
કલા :- કર્તૃત્વ, અભિવ્યક્તિની પ્રાગવસ્થા, અંશ
કારણ :- કોઈનો હેતુ, જેના દ્વારા કાર્યની ઉત્પત્તિ થાય
કાર્મમલ :- કર્મના પરિણામસ્વરૂપ ચિત્તમાં અવસ્થિત વાસના કે સંસ્કારનો મળ
કાલ :- એ શક્તિ જેનાથી સમય કે ક્રમ નિષ્પન્ન થાય છે

| | |
|---|---|
| કુલ :- | શક્તિ |
| ક્રિયા :- | કાર્ય, શુદ્ધ વિદ્યાની શક્તિ |
| ખ્યાતિ :- | જ્ઞાન |
| ગ્રાહક :- | જ્ઞાતા, પ્રમાતા, વિકલ્પમય જીવ |
| ગ્રાહ્ય :- | જ્ઞેય, વિષય |
| ચિત્ :- | શુદ્ધ પરમ નિરૂપાધિક ચૈતન્ય, બધા વિકારોનું અવિકૃત અધિષ્ઠાન |
| ચિત્ત :- | ચિતિશક્તિના સંકોચથી જન્ય સત્યપ્રધાનસ્વરૂપી ચેતના, માયાપ્રમાતાનું સ્વરૂપ |
| જગત :- | **गच्छति इति जगत्**-જે બરાબર બદલાયા કરે છે, સ્થાયી ન હોય |
| જાગ્રત :- | જાગતા રહેવાની અવસ્થા, એ અવસ્થા જેમાં જીવ શબ્દ, સ્પર્શ ઈત્યાદિ વિષયોનું ગ્રહણ કર્યા કરે છે |
| જીવ :- | દેહાવચ્છિન્ન ચૈતન્ય, જીવાત્મા |
| જીવન્મુક્તિ :- | દેહમાં રહેવા છતાં, જીવતાં જ મળનારી મુક્તિ, સાચો બોધ, ઈશ્વરની શક્તિ |
| તત્ત્વ :- | 'એ'પણું, કોઈ પણ વસ્તુનું વસ્તુત્વ, સાર. આદ્ય અથવા મૂળરૂપ |
| તમસ્ :- | પ્રકૃતિનો સ્થિત્યાત્મક ગુણ, મોહ |
| તાંત્રિક :- | તન્ત્રનો અનુયાયી |
| તુરીય :- | જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિથી ઉપર, ચેતનાની ચોથી અવસ્થા, જે ત્રણે અવસ્થાઓને એક સૂત્રમાં બાંધે છે |
| તુર્યાતીત :- | તુર્યથી ઉપરની ચેતનાની અવસ્થા જેમાં ત્રણે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓનો ભેદ સમાપ્ત થઈ જાય છે, એ આનન્દમય શુદ્ધ ચેતના જેમાં કોઈ વિકાર નથી થતો. |
| ત્રિક :- | ત્રણ-(૧) શિવ, (૨) શક્તિ, (૩) નર અથવા (૧) પરાપર, (૨) અપર, (૩) દર્શન કે શાસ્ત્ર |
| દર્શન :- | તત્ત્વજ્ઞાન કરાવનાર શાસ્ત્ર |
| નિત્યત્વ :- | સનાતનત્વ |
| નિમેષ :- | આંખ બંધ કરવી, વિશ્વનું પરમ શિવમાં લીન થઈ જવું |
| નિયતિ :- | કાર્યકારણ દ્વારા સંકોચ, દેશ-સંબંધી સંકોચ |
| પંચકૃત્ય :- | સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, વિલય અને અનુગ્રહ આ શિવના પાંચ કૃત્ય |
| પતિ :- | પ્રભુ, શિવ |

| | |
|---|---|
| પરપ્રમાતા :- | સર્વોત્કૃષ્ટ જ્ઞાતા, પરમશિવ |
| પરમશિવ :- | પરમસત, પરમાર્થ, અનુત્તર, વિદ્યોત્તીર્ણ-વિશ્વાત્મક પરમાનન્દ-મય પ્રકાશઘન શિવ |
| પરામર્શ :- | માનસિક પકડ, અનુભવ, બોધ, સ્મરણ કરવું |
| પરાશક્તિ :- | પરમશિવની સર્વોત્કૃષ્ટ શક્તિ, ચિતિ, પારમેશ્વરી સ્વાતન્ત્ર્યશક્તિ |
| પરાવાક્ :- | અવ્યક્ત શબ્દ, પરમ શિવની ચિત્-સ્પન્દરૂપી શક્તિ, વિશ્વચેતના |
| પશુ :- | અવિદ્યા ઈત્યાદિ પાશમાં બંધાએલ જીવ, અજ્ઞાની |
| પૂર્ણાહન્તા :- | પૂર્ણ અહંચેતના જેમાં જ્ઞાતા અને જ્ઞેયનો કોઈ ભેદ નથી રહેતો |
| પ્રકાશ :- | આત્માભિવ્યક્તિ-તત્ત્વ, ચૈતન્ય જેના દ્વારા સર્વ કાંઈ પ્રકાશિત થાય છે |
| પ્રત્યભિજ્ઞા :- | ઓળખ, એ જ્ઞાન કે પરમેશ્વર અને જીવાત્મા એક છે |
| પ્રમાતા :- | જ્ઞાતા, પ્રમાણ દ્વારા કોઈ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરનાર, અનુભવ કરનાર |
| પ્રમેય :- | પ્રમા કે જ્ઞાનનો વિષય |
| પ્રાણ :- | જીવનશક્તિ |
| બંધ :- | બંધન, યોગની એ ક્રિયા જેમાં શરીરના કેટલાક ભાગ સંકોચીને એક વિશેષ સ્થિતિમાં પરિબદ્ધ કરી લેવામાં આવે છે |
| બહિર્મુખતા :- | ચેતનાની બહારની તરફ ઉન્મુખતા |
| બુદ્ધિ :- | વ્યવસાયાત્મિકા, અર્થાત્ નિશ્ચયાત્મક ચેતના, ચેતનાની એ સ્થિતિ જેમાં જીવ અંધકારમાંથી જાગી જાય છે |
| બૈન્દવી કલા :- | બૈન્દવી-બિન્દુ સંબંધી-આ પ્રસંગમાં બિન્દુનો અર્થ છે પરપ્રમાતા; કલા-કૌશલ, સ્વાતંત્ર્ય. બૈન્દવીકલા પરમશિવનું એ કૌશલ, એ સ્વાતંત્ર્ય જેનાથી પ્રમાતા સદા પ્રમાતા બની રહે છે. |
| ભૈરવ :- | પરમશિવ |
| મન્ત્રમહેશ્વર :- | એ પ્રમાતા જેણે સદાશિવતત્ત્વનો સાક્ષાત્કાર કરી લીધો છે |
| મન્ત્રેશ્વર :- | એ પ્રમાતા જેણે ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર કરી લીધો છે |
| મહામન્ત્ર :- | શુદ્ધ ચેતના, પૂર્ણાહન્તાનો મન્ત્ર |
| મહાર્થ :- | પરમોત્કૃષ્ટ લક્ષ્ય, ક્રમસાધના |
| મહેશ્વર :- | પરમેશ્વર, પરમશિવ, અનુત્તર |
| માયા :- | 'મા' ધાતુથી નિષ્પન્ન 'માપવું'. આવરણ અને વિક્ષેપની શક્તિ, શુદ્ધ વિદ્યાથી નીચેનું તત્ત્વ. પાંચ કંચુકોની યોનિ |

માયાપ્રમાતા :- માયા દ્વારા વશીભૂત જીવ

માયીયમળ :- માયાના દ્વારા મળ, સંકોચ જેનાથી જીવનું સ્થૂળ કે સૂક્ષ્મ શરીર બને છે, અને ભેદની પ્રતીતિ થાય છે

રજસ્ :- પ્રકૃતિનો પ્રવૃત્તિરૂપી ગુણ

રાગ :- માયાનો એક કંચુક, જેના દ્વારા પૂર્ણત્વ પરિચ્છિન્ન થઈ જાય છે, અને વિષય-વિશેષને માટે અભિલાષા ઉત્પન્ન થાય છે

વિકલ્પ :- વિભિન્નતા, ભેદયુક્ત, જ્ઞાન, પ્રત્યયન, કલ્પના

વિગ્રહ :- શરીર, રૂપ, આકાર

વિજ્ઞાનકલ :- એ વ્યક્તિ જે માયાથી તો ઉપર છે, પણ શુદ્ધ વિદ્યાથી નીચે છે, જેનામાં જ્ઞાન છે પણ કર્તૃત્વ નથી, પણ આણવમળથી મુક્ત નથી

વિદ્યા :- પરિચ્છિન્ન જ્ઞાન

વિમર્શ :- શબ્દાર્થ-અનુભવ, જ્ઞાન, આ શાસ્ત્રમાં પારિભાષિક અર્થ-પરમશિવની જ્ઞાન-ક્રિયાત્મક આત્મસંવિત્તિરૂપી-શક્તિ જેનાથી સૃષ્ટિ બને છે

વિશ્વોત્તીર્ણ :- પરાત્પર

શક્તિ :- શિવનું આંતરીક બળ જેના દ્વારા એ પંચકૃત્ય કરે છે

શક્તિપાત :- કોઈ એક શિષ્ય કે સાધક ઉપર શક્તિને ઉતારવી, અનુગ્રહ

શક્તિસંકોચ :- ઈન્દ્રિય વ્યાપારથી ચિત્તને ખસેડી આંતરિક સત્યની તરફ વાળવી

શાસન :- શાસ્ત્ર

શિવ :- સત્, પરમાર્થ

શિવતત્ત્વ :- ૩૬ તત્ત્વોમાંનું આદિતત્ત્વ જેનું લક્ષણ છે ચિત્સ્વરૂપ

શુદ્ધ વિદ્યા :- શિવથી ગણતા પાંચમું તત્ત્વ જેનો પરામર્શ છે 'ઇદં ચ અહં ચ'

શુદ્ધાધ્વ :- અતિજાગતિક સત્તા, પ્રથમ પાંચ તત્ત્વોની અભિવ્યક્તિ

શૂન્ય :- રિક્ત, એ અવસ્થા જેમાં કોઈપણ પદાર્થનો અનુભવ થતો નથી

સંવિત્ :- ચેતના, પરમચેતના

સંવિત્ દેવતા :- સમષ્ટિની દષ્ટિથી-ખેચરી, ગોચરી, દિક્ચરી અને ભૂચરી સંવિત્ દેવતા છે. વ્યષ્ટિની દષ્ટિથી આન્તરિક અને બાહ્ય ઈન્દ્રિયો સંવિત્ દેવતા છે.

સંસૃતિ :- ગમનાગમન, જન્મ-મરણનો ક્રમ

સંહાર :- ભેગું કરવું, જગતનો શિવમાં લય

| | |
|---|---|
| સકલ :- | દેવથી લઈને કીટ સુધી બધા જ જીવ જે માયાતત્ત્વમાં છે; એમનામાં આત્માનો બોધ નથી હોતો અને એમનામાં ભેદ-બુદ્ધિ રહેલી હોય છે |
| સત્ત્વ :- | અસ્તિત્વ, પ્રાણ, પ્રકૃતિનો એ ગુણ જેનું લક્ષણ છે પ્રકાશ |
| સદાશિવ :- | શિવથી ગણતાં ત્રીજું તત્ત્વ, એ અવસ્થા વિશેષ કરીને જેમાં અહં (હું)નું પ્રાધાન્ય રહે છે. અને ઈદં (આ વિશ્વ) અસ્ફુટ રહે છે. આ તત્ત્વનું બીજું નામ છે-સદાખ્યતત્ત્વ, આ તત્ત્વમાં ઈચ્છાની પ્રધાનતા રહે છે. |
| સમાવેશ :- | વૈયક્તિક ચેતનાનો ઈશ્વરીય ચેતનામાં લય |
| સર્વકર્તૃત્વ :- | બધું જ કરવાની શક્તિ |
| સર્વજ્ઞત્વ :- | બધું જ જાણવાની શક્તિ |
| સહજ :- | સ્વાભાવિક |
| સંકોચ :- | પરિમિતતા |
| સુષુપ્તિ :- | ગાઢ સ્વપ્નરહિત નિદ્રાની અવસ્થા |
| સૃષ્ટિ :- | સર્જન, પ્રકટીકરણ, નિસ્સરણ, નિર્ગમ |
| સ્વરૂપ :- | પોતાનું વાસ્તવિક રૂપ, મૂળવસ્તુ |
| સ્વાતંત્ર્ય :- | પરમશિવનું નિરપેક્ષ અબાધિત ઈચ્છાનુસાર કર્તૃત્વ |
| સ્વેચ્છા :- | શિવ કે શક્તિની પોતાની ઈચ્છા, સ્વાતંત્ર્ય |
| હ :- | શક્તિનું પ્રતીક |

| | |
|---|---|
| ૨૬. રામાનુજાચાર્ય | પ્રા. સી. વી. રાવલ |
| ૨૭. રામાયણ | ડૉ. રાજેન્દ્ર નાણાવટી |
| ૨૮. શ્રીરંગઅવધૂતનું સંસ્કૃત સાહિત્ય | ડૉ. ઉમા દેશપાંડે |
| ૨૯. વિવેકચૂડામણિ | ડૉ. રમેશ બેટાઈ |
| ૩૦. વિવિધ સ્વરૂપે તુલસીજી | શાસ્ત્રી રજનીકાન્ત પુરોહિત |
| ૩૧. વેદોમાં રાષ્ટ્રીય ભાવના | ડૉ. પ્રજ્ઞા જોશી |
| ૩૨. શિવતત્ત્વ | પ્રા. ઈન્દ્રવદન રાવલ |
| ૩૩. શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ રસદર્શન | ડૉ. નરેન્દ્ર ત્રિવેદી |
| ૩૪. શ્રીમદ્ ભાગવત મહાપુરાણ | ડૉ. ઊર્મિ શાહ |
| ૩૫. શ્રીમાતાનું નિકેતન-શ્રીયંત્ર | ડૉ. હર્ષદા જાની |
| ૩૬. શ્રીવાલ્લભ સિદ્ધાંત | ડૉ. કે. કા. શાસ્ત્રી |
| ૩૭. સર્વોત્તમસ્તોત્ર | ડૉ. વિનોદ પુરાણી |
| ૩૮. સામવેદ | શ્રી રવીન્દ્ર ખાંડવાલા |
| ૩૯. સાંખ્યદર્શન | ડૉ. નર્મદા પારધી |
| ૪૦. સૂર્યશતક | પ્રા. મનસુખલાલ સાવલિયા |
| ૪૧. સિરિકુમ્માપુત્તચરિયં | પ્રા. કાનજી પટેલ |
| ૪૨. સિરિસિરિવાલકહા | પ્રા. કાનજી પટેલ |
| ૪૩. સંસ્કૃત કથાસાહિત્ય | ડૉ. હસુ યાજ્ઞિક |
| ૪૪. સંસ્કૃત કવયિત્રીઓ | ડૉ. જશવંતી દવે |
| ૪૫. સંસ્કૃત સમકાલીન કવિતા | ડૉ. હર્ષદેવ માધવ |
| ૪૬. સંસ્કૃત સાહિત્યમાં કરુણરસ | ડૉ. રશ્મિકાન્ત મહેતા |
| ૪૭. સંસ્કૃત સાહિત્યમાં મધુરરસ | ડૉ. હંસાબહેન હિંડોચા |
| ૪૮. સંસ્કૃત સાહિત્યની દંતકથાઓ | શ્રી ગોવર્ધનેશ જોશી |
| ૪૯. સંસ્કૃત રેડિયોરૂપક | શ્રી ઘનશ્યામ ત્રિવેદી |
| ૫૦. સ્ફોટવાદ | ડૉ. ભગવતીપ્રસાદ પંડ્યા |

**પ્રત્યેક પુસ્તિકાની કિંમત રૂા. ૩૫-૦૦**

**૫૦ પુસ્તિકાના સેટની કિંમત રૂા. ૧૨૫૦-૦૦**

-: પ્રાપ્તિસ્થાન :-




**સંસ્કૃત સાહિત્ય અકાદમી**

જૂનું વિધાનસભા ભવન, ત્રીજે માળે, ટાઉનહોલ પાસે,

સેક્ટર-૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭.







| | |
|---|---|
| **નામ :-** | **શ્રી સુધીર દેસાઈ** |
| **જન્મતારીખ :-** | ૧૫-૨-૧૯૩૪ |
| **જન્મસ્થળ :-** | પેટલાદ (ખેડા) |
| **શૈક્ષણિક કારકિર્દી :-** | બીએસ.સી., એમ.એ., એલએલ.બી. |
| **શૈક્ષણિક અનુભવ :-** | — |
| **પ્રકાશનો :-** | આકાંક્ષા, લોહિના કિનારે ઉગેલ વાડ, સૂર્યને તરતો મૂકું છું, કાગળ પર તિરાડો, એક આકાશમાંથી બીજા આકાશમાં (કાવ્યસંગ્રહો), મહાપ્રભુ વલ્લભાચાર્ય, મુન્શી પ્રેમચન્દ, માયકોવસ્કીનાં કાવ્યો, કાગળ અને કેનવાસ (અનુવાદો), સાહિત્ય દિવાકર નરસિંહરાવ (સંપાદન), |
| **અન્ય વિશેષતાઓ :-** | (૧) સોવિયત લેન્ડ નહેરુ એવોર્ડ, (૨) ગુજરાત સાહિત્ય અકાદમી એવોર્ડ, (૩) ફેડરેશન ઓફ ઈન્ડીયન પબ્લિશર્સ એવોર્ડ, (૪) ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સમિતિના સભ્ય, (૫) 'ક્યારેક' નામના ગુજરાતી સાહિત્ય વિષયક સામયિકનાં તંત્રી, (૬) 'મનના ગોકુળિયામાં' (મુંબઈ સમાચાર) અને 'મબલખનો મેળો (સંદેશ)ના લોકપ્રિય કટારલેખક. |